૨૬૦૧

# खेडावाळ दोशदर्शक.

## પ્રથમ ભાગ.

જ્ઞાતિના સુધારા માટે.

---

રચનાર

## નાથાલાલ દેસાઈભાઈ.

દેસાઈ (મેહુધાના)

---

દોહરો.

અહી સુધારો સુધરવા, છે સારો આ કાળ;
માટે મે'નત લઈ મચો, ખાંતે ખેડાવાળ. ૧

---

## અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અ૦ યુનાઇટેડ પ્રી૦ એન્ડ
જ૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

---

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ૪ આના.

# અર્પણ પત્રિકા

પરમ પ્રીય મીત્ર રણછોડલાલ જગજીવન. પટેલ.

મુ. સજોદ.

તા. અંકલેશ્વર.

ટુંક મુદતમાં મારીને તમારી વચ્ચે થયેલી પ્રીતિ, મારા ઉપર તમારો સંપૂર્ણ ભાવ, નાના ગામમાં રહેવા છતાં ત માહરૂં સારૂં જ્ઞાન, વખતે વખત તમારી સારી સુચનાઓ, અને આ ચોપડી છપાવી આપવાની મોટી સખાવત ઈ. ગુણોથી પ્રસન્ન થઈ આ લઘુ પોથી જે તમારીજ ફરમાસ ઉપરથી બનાવેલી, તે તમને હું તમારો મીત્ર પ્રેમ પૂર્વક અર્પણ કરૂંછું, તે સ્વીકારશો.

મુ. સજોદ. } લી. શેવક.
તા. ૨૩-૨-૮૧ } નાથાલાલ દે, દેસાઈ (મહુધાનો)

# સુચના.

પ્રીય ખેડાવાળો, અને તેમના સુભેચ્છકો! આ લઘુ ગ્રંથ વાંચતા અગાઉ મારે તમને જણાવવું જોઈએછીએ કે એની ઉત્પત્તી શો રીતે થઈ.

અસલના વખતમાં આપણા લોકોમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ, અને ક્ષુદ્ર, એવી ચાર ન્યાતિઓ હતી. તેમાની પેહેલી ત્રણમાં અન્યોન્ય કેટલીક જાતનો સંબંધ હતો; અને તેમાં બ્રાહ્મણનો અધિકાર સૌથી શ્રેષ્ટ ગણાતો. પણ કાળે કરી આ ચાર ન્યાતિઓ તુટી બીજી સૈંકડો ન્યાતિઓ ઉત્પન્ન થઈ. બ્રાહ્મણ ન્યાતિના પણ ઘણા વિભાગ થયા, અને તેમનાં રે'વાનાં સ્થળ ઉપરથી અથવા બીજા કોઈ કારણને લીધે તેમનાં જુદાં જુદાં નામ પડ્યાં.

ઉપર કહેલી ન્યાતિમાંની આ એક ખેડાવાળ (જેની ઉત્પત્તી પ્રથમ સંખેડા બાહાદુરપુરમાં હશે એમ સંભવે છે) ન્યાતિ કે જે બીજી કેટલીક ન્યાતિ કરતાં વધારે જથામાં, અને જુદે જુદે ઠામે વિખરાએલી છે; તેમાં કાળે કરીને જેમ બીજી ન્યાતિઓના આચાર વિચારમાં, તથા રીતભાતમાં, ફેરફાર થયો છે, તેમ આમાં પણ થયો છે, તે એટલે સુધી કે ખરો બ્રાહ્મણ ધર્મ ભુલી જઈ ઉલટે માર્ગે ચાલવા લાગ્યાછે; તેમને જો તેમની ચૂક માલમ ના પડે, તો હાલથી પણ વધારે આડે રસ્તે જવાનો સંભવ છે. માટે વિના દ્વેશ બુદ્ધિએ મારી અલ્પ મતિ પ્રમાણે આ લઘુ પોથી રચના-

તિ સજ્જનોની સેવામાં મુકુછું. આશા છેકે સુજ્ઞ સજ્જનો આનો સદ્‌ઉપયોગ કરશે; અને ચૂક ઉપર નજર ના કરતાં ફક્ત કહેલી ઈબારતપર ધ્યાન આપશે.

ભાઇઓ! જ્ઞાતિમાં સુધારો કરવો એ એક માણસથી બનતું નથી. જુદા જુદા માણસોના મત જ્યારે એક થાય, ત્યારે ધારેલું કામ પાર પડે છે. જુઓ કવિ દલપતરામ કહે છે કે.

**દોહરો.**

"તુરત તોડવા તાંતણો, હિંમત સૌની હોય;
જુથ મળી જાડુ થતાં, કાપી ન શકે કોય."

---

માટે ઉપર કહ્યા પ્રમાણે એક માણસને અનેક આપત્તી રૂપી શત્રુ ધારેલું કામ ભોગવવા ન દે, તેથી તેના સામે ઘણા માણસોએ થઇ પાર પડવું જોઇએ.

હાલ સર્વે જ્ઞાતિના માણસો પોતાની જ્ઞાતિમાં સુધારો કરવા મથેછે, તે જોઈ મને પણ સ્વભાવિક ઇચ્છા થઈ અને તેમાંના એક બે વિષય રચી મારા મીત્ર પટેલ રણછોડ જગજીવનને બતાવ્યા. તે જોઈ તેઓએ ખુશી થઈ ઘણા વિષયો પર લખી પુસ્તક પ્રગટ કરવા કહ્યું. તેથી યથામતિએ આ લઘુ પુસ્તક બાહાર પાડ્યું છે; માટે જ્ઞાતિજનો આદિથી અંત સુધી વાંચશે, અને વિચારશે, તો સમજુ જનતો ગુસ્સો નહીં કરે; પણ મૂર્ખતો પોતાનો ભાવ બજાવ્યા વગર નહીં રહે.

આ ચોપડી એકલી એડાવાળ જ્ઞાતિનેજ ઉપયોગી છે, એમ નહીં, પણ એમાંના વિષયો બીજી જ્ઞાતિને પણ ઉપયોગી થશે, પણ કોઈ માણસને શિખામણ દેતાં સાનમાં કહ્યા કરતાં લાગુ પાડી કહીએ તો વધારે અસર થાય. તેમ આ ચોપડીને "એડાવાળ દોશ દર્શક" નામ આપવાથી એડાવાળ પર સારી અસર થશે, એવી આકાંક્ષા છે.

આ પુસ્તકમાં રહી ગયેલી બીજી કેટલીક બાબત વિષે બીજી બૂક પ્રગટ કરીશ. અને બંને ચોપડીઓની સારી અસર થશે, તો વખતે બીજી પણ મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે યોગ્ય સુચનાઓ કરીશ.

આ ચોપડીની એકેક નકલ દરેક એડાવાળને ઘેર વેહેચવી જોઇએ, પણ મારી પાસે તેટલા પેશા નથી. માટે કોઈ સદ્ગ્રહસ્થ આ વાત ઉંચકી લેઈ તેમ કરશે, તો તેનો જ્ઞાતિ જનો પર મોટો ઉપકાર થશે.

જુસ્સાને વશ થઈ આની અંદર કાંઇ અયોગ્ય લખાયુ હોય તો તે નિધા દ્રષ્ટીએ જોઈ ક્ષમા કરશે તેવી જ્ઞાતિજનો પ્રત્યે મારી વિનંતી છે.

મુ. સજોદ.
તા. ૨૩-૨-૮૨

લી. શેવક
નાથાલાલ દેસાઈભાઇ દેસાઇ.
(સ. ગુ. નિ. મે. સજોદ તા. અકલેશ્વર.)

---

# खेडावाळ दोश दर्शक.

## પ્રભુ પ્રાર્થના.

### વસંતતિલકા વૃત્ત.

હે વિશ્વનાથ વિભુ વલ્લભ પ્રાણદાતા,
છો આદ્ય અંત સઘળે પ્રભુ મુક્તિ દાતા;
સર્વે સ્થળે સબળ ઇશ્વર વ્યાપમાન,
વંદી વદુ નિગમ નાથ ગુણાનું ગાન. ૧
હે ઇશ્વરા સકળસૃષ્ટી રચી ત્વરાથી,
પાપો વિનાશ કરતો પ્રભુ તું કૃપાથી;
અંતે અનાદિ સહુ જીવ તણો સુસાથી,
તારા ગુણોનું કથવું ન બને જીવોથી. ૨
જીહ્વા સહસ્ર થકી પાર ન થાય શેષ,
તો શું કથુ મનુષ્ય હું મમ જીભ એક;
પગુ કરે પ્રબળ યત્ન ઉભો થવાને,
તે પેર યત્ન તુજ પારજ પામવાને. ૩
સ્તુતી કરી રૂષિ મુની નવ પાર પામ્યા,
થાકી કરી ચરણ નાથ વિષે વિરામ્યા;
એ દેવને પ્રથમ પ્રેમથી શીર નામું,
જેથી સુગ્રંથ કરવા મતિ શુભ પામું. ૪

---

# જ્ઞાતિજનો પ્રત્યે વીનંતી.

### ગીતી.

ગ્નાતિજનો આ મારી, સ્વલ્પ વિનંતી ગણી સુખદકારી;
સુણી મનમાંહી વિચારી, તજો કૂ ચાલો ઘણી દુખદ ધારી. ૫
ગ્નાતિ સુધારા માટે, છે આ મમ યત્ન તે રૂડો ધારી;
મન માઠું નવ લાવો, ચુક પડે તો ક્ષમા કરો મારી. ૬
કૂ ચાલને વશ થઇને, દુઃખ ખમે જે સ્વજ્ઞાતિના ભાઇ;
તેઓને સુખી કરવા, દર્શાવુંછું દુખો બધાં ગાઇ. ૭
ઉત્તમ બ્રાહ્મણ જ્ઞાતિ, સૌ જ્ઞાતિમાં ઘટે સરસ થાવું;
બીજાના બોધકને, ઘટે ન કુચાલ માંહિ લબદાવું. ૮
તેમ છતાં વણ સમજે, અજા તણા જુથ પેઠે જતા ચાલી;
તેને શિક્ષા માટે, કરૂ યત્ન આ કુચાલ સંભાળી. ૯

### દોહરો.

અહિ સુધારો સુધરવા, છે સારો આ કાળ;
માટે મે'નત લઇ મચો, ખાંતે એડાવાળ. ૧૦

### મનહર છંદ.

પ્રિય એડાવાળો જરા સાંભળો વિનંતી મારી,
સારાકે નઠારા તે વિચારી જુઓ વા'લથી;
બાળકો તમારાં પ્યારાં તે બિચારાં દુઃખી થાય.
દુખી થાય ઘેર ઘેર કામની કુચાલથી;
કોઇ દુખ પામે ઊંચા કુળ રૂપી શુળે ચઢી,

રડી દીન કાડે કોઈ શોક્ય તણા સાલથી,
કોઇ લઘુ વરે કરી કોઇ ઘણી મરે કરી;
કોઈ વૃદ્ધ નરે કરી દુખી ભુંડા હાલથી. ૧૧
દિકરી દઈને તમે જમાઈ ભીખારી કરો,
કંઇને ભીખારી કરો કાયટાના કામમાં;
ચડાવી ચડાવીને અડાવી ઊંચી શૂળી પર,
કવાયે ગવાયા કૂટ કૂટ બધા ગામમાં;
કૂટી કૂટી કામનીનાં કાળજાં કુટાઈ ગયાં,
મુએલા મનુષને પો'ચાડવા સધામમાં;
એવા એવા ચાલનો હેવાલ આજે કેવા માગુ,
ભુલુ ન કુધારા જેજે હશે મારી ÷કામમાં. ૧૨

---

## દીકરીના પૈસા લેવા સંબંધી.

### દોહરો.

ઘર સ્થાવર મિલકત અને, વેચો બીજો માલ;
પણ કન્યાને વેચવી, એ નહીં સારો ચાલ. ૧૩

### મનહર છંદ.

કોઇ વેચે ઘોડો અને કોઇ [૧]બેલ જોડ્યો વેચે,
કોઈ વેચે શુડાને શિખાવી રૂડી વૈખરી;[૨]
કોઇ શ્વાન [૩]મની કાકાકૈઆ વેચે કોડે કરી,
કોઇ ચીર સુત્રનાં ને કોઇ શોભિતાં *જરી;

---

÷સરત ૧ બળદ ૨ વાણી ૩ બિલાડી. *જરીયાન

કોઇ ઘોડા ગાડી બેલગાડી કોઇ વાડી વેચે,
કોઈ રૂડા તેજાના લવિંગ એલચી મરી;
તમે ખરા કૃત્તમ વેપારનો સ્વિકાર કર્યો,
સાબાશ સાબાશ બેડાવાળો વેચો દીકરી. ૧૪
નવ માસ સુધી ગર્ભવાસ રહી દુખ વેઠી,
કોડે કરી આવી તમ ઘેર સુખ પામવા;
અન્ન જળ લાગી જન્મ માગીને અભાગિ આવી,
ભોગવવા ભોગ દુનિઆં વિષે નવા નવા;
જાણ્યું ખાશું પીશું ભોગ ભોગવશું રૂડી રીતે,
ફરી હરી લેશું રૂડી *મેદની તણી હવા;
નહીં એના મનમાં સંકલ્પ કોઈ ક્ષણે હતો,
જાણ્યું હું પર ઘેર વેચાઇ દુખી થવા. ૧૫
વેચાવી વજીફા વાડી ઘરબાર મેડી માળ,
સાવર્ણિએ વાળી તેનું છેક શું પડાવી લ્યો;
પછીથી શું ખાય તેના ભવો ભવ દુખે જાય,
ક્યાંથી સુખી થાએ કરો આવડો જુલમશો;
÷પેરામણી સાટે શું વેચામણીથી ખુશ થાઓ,
હરામના દામથી શું ફોમટ ફુલાઓ કો';
ખરે ખર પ્રભુ નથી ભુલનાર આ અન્યાય,
તજો આ કુધારો સાચે સાચુ મારૂ માનો તો. ૧૬

---

* પૃથ્વી. ÷ કન્યાના બાપે વરને પૈસા આપવા તે.

## ધનાક્ષરી.

બાપ શાંના વેરી ઝેરી સાપ જેવા ડંશ વાળા,
પુત્રી પર દુઃખ વરસાદ વરસાવનાર;
નાની અણ જાણ જેમાં દૂશ તણો લેશ નહીં,
તેને ને તમારે ખરેખાત કહો શાનો ખાર;
ખાર વિના પારવનું દુંખ શાને માટે દ્યોછો,
ભોગવવું સત્ય તેનો ક્યમ ન કરો વિચાર;
વિચારતે શાંનો થાય પૈશા રોજ ખાવા થાય,
દાંમની લાલચે પડી નર્કમાંહિ ખાશો માર. ૧૭

## મનહર છંદ.

પુત્રીઓ વેચીને થયો જગમાં શ્રીમંત કોણ,
વિચારી વિચારીને બતાવો મને આ સમે;
કાંતો ખોળો સાસ્ત્રને પુરાણ આદિ જુના ગ્રંથ,
પુછો સાધુ સંત કાંતો †વૃદ્ધ જનને ગમે;
ભમી ભમી ભાળ કા'ડી એકજ બતાવશો તો,
જાણીશું જે કામ રૂડું લઈ બેઠાછો તમે;
હરામનો પૈસો નથી પે'ચવાનો એકે ઘડી,
ઠરાવી ઠરાવીને સિદ્ધાંત કીધોછે અમે. ૧૮

## સવૈયા બત્રીસા.

જોર કશું અબળા તનમાં જનમાં તમ સાથ લડી હક માગે,
ઘરમાંહિ પડી દીનરાત રડી નહી એક ઘડી સુખથી દિન લાગે;

---

† ઘરડો

નીત્ય સોચ, કરી કરી આંતરડી કકળાવી મરે બહુ પાતક લાગે,
તે દિનનાથ કરે ક્યમ માફ ખડા કરશે જમનાથની આગે. ૧૯
થઇ નાત પટેલ ફરી મન ગર્વ વિના સબ બે કરતા વધરા[1],
વધરા કરી રોજ લડાઇ કરે નહીં સ્વારથ કે પરમાર્થ જરા;
વળી ચુક પડે કરી ન્યાતની બા'ર દુખી કરતા દંડ લઇ અધરા,
પણ આંખ મીંચી થઇ અંધ ફરો અબળા પર દ્રષ્ટી કરોનજરા. ૨૦

ગીતી.

શાસ્ત્ર વિષે જોતાં તો, કન્યા વિક્રય તણો ઘણો દોષ;
તેમ છતાં ના માનો, પરમેશ્વરનો થશે ઘણો રોષ. ૨૧
લોક તણી લજ્જાને, કોરે મુકી રહી નિડર[2] વરતો;
નિશ્ચે કરીને માનો, થોડે કાળે જશે બધા જરતો[3]. ૨૨
માટે મનમાં સમજી, દુષ્ટ ચાલનો કરો ખરે ત્યાગ;
તો પ્રભુ થાશે રાજી સરસ વખતનો ખુલ્યો રૂડો લાગ. ૨૩
મુજ ગરીબનું માની, પસ્તાવાનું કરો નહી બાઇ;
ચઢી વા'રે અબળાની, નાત પટેલો કરો મદદ ધાઇ. ૨૪

## ॥ अथ कन्या विक्रय विषय संपूर्ण ॥

---

# બાળ લગ્ન સંબંધી.

દોહરો.

બાળપણામાં બાળનાં, કરવા થકી લગન;
વરણવવા માગુ હવે, તેથી થતાં વીઘન. ૨૫

---

૧ લડાઈ ૨ ડરવગર ૩ પૈસા.

## મનહરછંદ.

બોલી ન શકાય તેવાં બાળકો વરાવી દ્યોછો,
જે ન જાણે વર તે શું ઘરકે પથર છે;
વર ન જાણે જે વહુ કાંણ જાણે કેવી હશે,
શાને માટે વર્યા હું તે કેવી સુખકરછે;
ચોરી પાસે બેસી સામા સામી આપેછે વચન,
કહો તેની બાળકોને મન શી અસર છે;
ઢીંગલા ઢીંગલી તણી રમતોની પેઠે કરી,
વરાવી દ્યોછો તે રીત ઘણી દુખ કર છે. २६
કેડમાં ઘાલીને તમો કામનીઓ ફેરા ફરે,
પરણેછે કોણ એતે દીકરી કે મા ખરે;
ગોરનું બોલાવ્યું બધું છોકરીના મા બોલેછે,
છોકરીતો બાળ નથી બોલી શકતી જરે;
વર કાંણો હોય તેની છોકરીને ચીંતા કશી,
કન્યા હોય લુલી તોય વર ખુશીમાં ફરે;
હાય હાય મોટપણે વલે તેની કેવી થાય,
અરે ભાઇ કેમ તે વિચારતા નથી જરે. २७
મા બાપો જાણે જે કાલ કાંણ જાણે કેવી થાય,
છોકરો મરેકે પછી થાય કાણો કુબડો;
આપણે તો લ્હાવો લેવો પછી થાય ગમે તેમ,
એમ જાણી પરણાવી બીજાને માથે મડો;
સ્વારથને માટે પરમારથ વિસારી મૂકે,

હેમ તણી વીંટીમાં શીલા તણી ચુની જડો;
કાંતો લોઢા તણી વીંટીમાં લાવી ઝવેર જડો,
ગમે તેમ થાઓ જેના ભાગ લાગે તે રડો. ૨૮
બાળકની મા જો કાંઇ ના ખાવાની ચીજ ખાય,
વાવગી વરાધ થઇ છોકરૂ જશે મરી;
પછી તે કન્યા જો કદિ વેચાતી લીધેલી હોય,
રડે મૂકી પોક "મારા બાપ" એમ ઉચરી;
કદાપીને ભાગ લાગ્યે છોકરો સધામ જાય,
પછી દુખી થાય કેવી રીતે પ્રિય દીકરી.
પડે દુખ તોય તેનો કયમ ન વિચાર કરો,
અરે એડાવાળો આંખ ઉઘાડી જુઓ જરી. ૨૯
કદાપીને જોડાં તણાં આખરે કજોડાં થાય,
વગોણાં થવામાં પછી બાકી ન રહે કશી;
પ્રિયા પ્રિય એકમેક છેક શત્રૂ જેવાં જાણે,
પરસ્પર વાત કરવાની ન મળે હશી;
સામા સામી મળે બન્યો આડી ચાલે ચાલ્યાં જાય,
પછી સાનાં આવે અર્થે ઓશડ પાવે ધશી;
ઠામ ઠામ બનેછે તે ઠામ ઠામ જુઓ પણ,
પોતા ઘેર આવ્યે આડા ચાલ્યા જાઓ શું કશી. ૩૦
ચતુર પુરૂષને મળેછે કન્યા કાળ જેવી,
બોલાવ્યા ચલાવ્યા વિના મ્હોડું ચડાવી ફરે;
પુછવામાં ઉત્તર આપે તે જાણે ખાવા ધાશે,

બોલ્યા ચાલ્યા તણું જેને ભાન નહીં તે જરે;
તોબરો ચડાવી ફરે જંગલના ઢોર જેવી,
"હાય હાય" પુરૂષનો અર્થ એથી શું સરે;
પછી તે બિચારા તણો આખો ભવ દુખે જાય,
કેવા શાપ દેશે પરણાવનારને અરે. ૩૧
તેમજ વિચારો સારી ચાલ વાળી સ્ત્રીને માથે,
ઢોર જેવા વર મળે કેવી દુખી થાયછે;
બોલાવ્યો ન બોલે ખુશી કર્યેથી ન ખુશી થાય,
આડબંગ જેવા ચુક વિના એ રીસાય છે;
માને બેન તણા ભોળવ્યાથી જે ભંભેર્યા જાય,
વિના વાંકે બાયડી બિચારી માર ખાયછે;
પછી તે બિચારી તણી આંતરડી કેવી બળે,
આખો જનમારો ઘરે બેઠી દુખી થાય છે. ૩૨

ધનાક્ષરી છંદ.

જોડ ન મળ્યાથી કેમ કરી થાય પુરા કોડ,
મન ગમ્યા સાથે પછી છાનું તે ચલાવે *જાર;
ઘણા દા'ડા છાનું રાખે એક દિ ઉઘાડુ થાય,
ફટ ફટ થઇ બધા ગામમાં ગવાય સાર;
રોજ રોજ ફજેતી થવાથી જો ફજેત થાય,
છાનાં માના બીજે નાશી જવાનો કરે વિચાર;
જાર જોડુ પછી કોઈ ઠામે છાનું ચાલ્યું જાય,

* વ્યભિચાર.

કુટાઇ કુટાઇને દુખી થશે પછી અપાર. ૩૩
કાળ જેવી કામનીને ઘરમાં ફરતી જોઇ,
બાળકોનું શેર શેર લોહિતો સુકાઇ જાય;
ઘણી ઘણી મે'નતે જે ભણેલું તે ભુલી જાય,
ન રહે જરાય મન ઉદ્યમે લગાવા ચા'ય;
રોજ રોજ ચીંતા થકી આયુષ્યનો આવે અંત,
લીલી કચ્ચ જેવી વાડી ભેલાઇ ઉજડ થાય;
કહુ કહુ વળી ઘણું કેવા તણું મન થાય,
અરે તેના દુરગુણો મારાથી કહ્યા ન જાય. ૩૪
બાર બાર વરસની કામનીને પુત્ર થાએ,
કેવું લઠ પુષ્ટ થાએ તે વિચારો જરા મન;
વેંતીઆ મનુષ્ય જેવા ગુજરાતી લોક થયા,
નુર વિના પીળાં પીળાં [1]મેડકના જેવાં તન;
દામ તણી લાલચે ન કેળવાય પુરી રીતે,
વાણોતરી કરી ભેટ ભરે ઘણા જ્ઞાતિજન;
અરે ભાઇ બાળ લગ્ન ગમે તેમ કરી કા'ડો,
એથી કરી ધન ફીટી થયા ઘણા નિરધન. ૩૫
બાળપણે સંગ થકી શરીર સુકાઇ જાય,
લોહી તણું પાણી થઇ તનની ઘટેછે આય;
હાડકાં દેખાય બધું ખાધેલું તે બળી જાય,
દિન દિન પ્રત્યે બધી ખરાબ થાયછે કાય;

---

૧ દેડકાં.

માટે મોટપણે થાય લગ્ન તોએ દુખ જાય,
મારા મન તણી હોલવાબ ત્યારે બધી લાવ;
તે માટે કરો વિચાર સરવે મળીને યાર,
વિનતી કરો સ્વીકાર તોતો ઘણું સુખ થાય. ૩૬

## ॥અથ બાળલગ્ન વિષય સંપૂર્ણ॥

---

## કુળ જોઇ પરણાવવા સબંધી.

### દોહરો.

નિજ પુત્રીઓ સુખી થવા, બાંધો કે એક બંધ;
તે માટે અહિંઆં હવે, ભાખુ કુળ નિબંધ. ૩૭

### મનહર છંદ.

ઘણા ગુણવાન જ્ઞાનવાન અને બુદ્ધિમાન,
અસજ્ઞને વારે કુળવાનમાં ગણાતા તે;
આવ્યા ગયા તણી કરે ચાકરી પુરણ રીતે,
સાધારણ રીતે ધનમાંહી હતા માતા તે;
પરદુખ દેખી દિલમાંહિ થતા દુખી તેઓ,
માગણ નીરાશીતોને માટે હતા દાતાતે;
કલેશ તણો લેશ જેના ઘરમાં પ્રવેશ નહી,
બધી રીતે ભોગવતા પુરી સુખ સાતા તે. ૩૮
હાલ ઘણા કુળવાન બણ્યા ગણ્યા ૮ ના જેવા,
બુદ્ધિતો જેનાથી બાર બાર કોસ નાસે છે;

ઘરમાંહિ વાંસ ફરે ભેળે પેટ પુરૂ કરે,
તોંબડી તડાકા કરે વા'ણું વાએ ત્રાસેછે;
આવ્યા' ગયા તણું સનમાન કરે કેવી રીતે,
પોતા તણું પુરૂ કરવા મને વિમાસેછે;
એવાઓને ગણી કુળવાન માન આપી રૂડુ
દીકરી દઇને જન અતિષે ઉલ્લાસે છે. ૩૫
એડાવાળો અરે તમે કેમ ન વિચારો મન,
પુત્રીઓ જઇને તેના ઘરમાં શું જમશે;
કાળ જેવા કરે નિજ ઘરમાં ખાવાનું ખુટયે,
તમારી પુત્રીને દુખ બહુ દેઇ દમશે;
છોકરાને શીખાવી શીખાવી માર મરાવશે,
*કોમળ બિચારીઓ તે કેમ દુખ ખમશે;
રોજ જેના ઘરમા કંકાસનો †નિવાસ થાએ,
કહો એવા દુષ્ટોને ત્યાં કેમ કરી ગમશે. ૪૦
અતિષેની માગ્ય કરે આપતાં અપાય નહી,
દીકરાને પછી બીજે ઘેર પરણાવશે;
અતિ દુખ દેઇને ખાવાનું નહી આપે ત્યારે,
આંખે આંસુ ભરીને પીયેરમાં પધારશે;
પછી તેનો બાપ ઘણો કલેશમાં કંટાળી જઇ,
તેને ઘેર પાંચ પચ્ચીની મતા ઉસારશે;
ત્યારે વળી તેડી કુતરાની પેઠે ખાવા દેશે,

* નાજુક. †રેહેઠાણુ.

વઢિઆની પેઠે બધુ વૈતરૂ કરાવશો. ૪૧
જાણોછો ને જુઓછો ને ઘણે ઠામે સાંભળોછો,
તથાપી પતંગીઆની પેઠ મરી પડોછો;
કોણ જાણે એવડો શો લાડવો દાટો છે એમાં
જુઠી આબરૂને માટે કુળ સૂળે ચડોછો;
ફજેતી કરીને તમ પુત્રીઓને મારી કા'ડે,
વારે વારે તથાપી તેઓને ઘેર અડોછો;
સુકુમાર રૂપ રૂપનો અંબાર જેવી તેને,
બાવળના ઠુંડા જેવા સાથ સીદ મડોછો. ૪૨
ધુળનાંખી આપ્યા લીધા વિના જો લગન થાય,
અંતરમાં આવડો ભરાય નહી આમળો;
પાંચસેં હજાર બારસેંનો મોટો ટીલો કરી,
જાણી જોઈ લગાવો શરીરે દુખની જળો;
નથી એમાં ખાંડનો કે સાકરનો સ્વાદ રૂડો,
ખરેખર અનુભવે જણાશે કટુ ગમો;
તેમ છતાં ચામ જુની પેઠે તેને બાજી રો'છો,
નથી જાણતા જે એમાં અંતે લાગશે શળો. ૪૩
દેખી સ્ત્રીઓ દુખી મારા દિલ માંહિ દુખ થાય,
દુખ તેનાં કા'ડવા હું અતિષે વિચારૂંછું;
તથાપી એ વાત મારે હાથ નથી માટે કરી,
વેગળે રહીને રૂડી વિનતી ઉચારૂંછું;
ખરે બેડાવાળો ધ્યાન આપશો જરૂર એમાં,
વિચારી વિચારી એમ વારતા વિસ્તારૂંછું;

કુળ રૂપી શુળ વાગી દુખ નવ થાય માટે,
દુખનો પોકાર કરી સુરસ્તો સુઝાડું છું. ૪૪

## ॥अथ कुळ विषय संपूर्ण॥

---

# પુત્ર પુત્રીને કેળવણી સબંધી.

દોહરો.

જેથી સૌ સુધર્યું જગત, ચાલો સૌ વેહ્વાર;
તે કેળવણી નાતમાં, પામી કેમ પ્રસાર. ૪૫

મનહર છંદ.

ઓમંતો જાણે જે ખપ જેટલું ભણ્યાથી બસ,
નામું ઠામું લખી રોજગારને ચલાવશે;
વારસામાં ધન મુકી જાશું તે એ ખાશે પીશે,
વધારે ભણેલું નહી જરા કામ આવશે;
ભણવાની ફિકરથી છોકરાં સુકાઈ જાય,
ઘરમાં બેસારી પછી બાયલાં બનાવશે;
નથી જાણતા જે નોકરીને માટે ભણે નહી,
ભણેલું તે બહુ બહુ બુદ્ધિને સુઝાડશે. ૪૬
ગરિબોનો વાંક નથી રાંક જાત માટે કરી,
જાણે લાગે ઉદ્યમ તો કામ થાય આપણું;
વાણોતર કરી વાણીઆને ત્યાં બેસારે પછી,
કાંઇ કરે ખરચ જો નિકળે પોતા તણું;

દેવું કરી ભણાવાની છાતી નવ આસે પછી,
ક્યાંથી કરી તેને ભણાવે બિચારાઓ ઘણું;
કહીએ તો કહે બાઈ ભણાવ્યાની શક્તિ નથી,
કહો પછી ત્યાં આગાડી રહ્યું શું કેળવા તણું. ૪૭
અરે ધનવાનો ધન સ્વર્ગમાં ન સાથે આવે,
રે'શે તે અહીંનું અહીં ખાતરીથી માનજો;
તેમ છતાં સારે કામે શાને માટે વાપરો ના,
રાખી જીવ ઉમદો કૃપણતા બધી તજો;
ગરિબોનાં બાળકો ભણાવવા કૃપાળુ થઈ,
સાહ્યકારી તેને તનમન ધનથી થજો;
તેમાં પ્રભુ સાહ્ય થઈ સારૂ કરી સુખ દેશે,
ઘાલી મુક્યા થકી રૂડે વાપર્યા વિષે મજો. ૪૮
બધાં પુન્ય થકી પુન્ય કેળવણી તણું ઘણું,
શાસ્ત્રને પુરાણે ઘણે ઠેકાણે બતાવ્યું છે;
એ વડે કરીને ઘણો બુદ્ધિનો ઉઘાડ થાય,
આસપાસ જોવા થકી અનુભવે આવ્યું છે;
જુઓ સરકારે ગામે ગામમાં નિશાળો કા'ડી,
બધાં માણસોને રૂડું દ્રષ્ટાંત દર્શાવ્યુ છે;
તથાપી ધની એડાવાળાને ધ્યાન નથી આવ્યું,
તેમણે તો ધન નિજ ખુણમાં ડબાવ્યું છે. ૪૯
અરે જ્ઞાતિ બાઈ બધી જ્ઞાતનુ પ્રમાણ જોતાં,
જુજ ઈંગરેજી ભણેલા નજર આવે છે;

કોલેજે, તેમાં એમ. એ. ને "બી. એ"ની પરીક્ષા આપી,
તે વિચારી જોતાં ઘણો શોક ઉપજાવે છે;
ભાગ્યે એક બે કદાપી હોય તો માલમ નથી,
તોય એવી જુજ સંખ્યા જોતાં શું બતાવેછે;
કેળવણી આપવામાં લક્ષ બીલકુલ નથી,
આપણા જનોનું એમ સ્પષ્ટ દરશાવે છે. ૫૦

### ધનાક્ષરી.

છોકરા ના ભણાવે તો છોકરી તો ક્યાંથી ભણે,
ખરેખરૂં જંગલી પણું વિચારી જુઓ ચીત;
છોકરી ભણાવ્યા થકી આબરૂનો નાશ થાય,
લાજ નથી જાતી ભુંડા ગોર્યા વિષે ગાતાં ગીત;
નવરી પડ્યાથી મળી સરખી સાહેલી જોડ,
ખુણે ખોચરે ભરાઇ કુટવાનું શીખે નીત;
પ્રિય ખેડાવાળો આંખ ઉઘાડીને જુઓ જરા,
ખોટું નથી તેમાં ખરેખર છે તમારૂં હિત. ૫૧
જુઠાં જુઠાં કારણ કાઢિને શીદ બા'નું કાઢો,
છોકરી ભણ્યા ગણ્યાથી શીખે ભુંડો વ્યભિચાર;
અરે ભાઇ ભણ્યા વની ક્યાં ન વ્યભિચાર કરે,
ના માનો કદાપી તો હું દાખલા આપુ હજાર;
હજારે ધરાવ નાતો માગો તેટલા હું આપુ,
કરી જુઓ ધ્યાન આપી મનમાં ઊંડો વિચાર;
વિચાર કર્યાથી બધું ભોપાળું જણાઇ જશે,

આપાંજુ જણાવા થકી સમજાશે ખપો સાર. ૫૨
ભણેલી ભામની તણો ભરથાર જાય મરી,
ભરથાર મરે નાતો પોતે પણ મરે સત્ય;
એતો ના ભણાવ્યા તણાં કારણ ઉઘાડાં દિસે,
એવી તમ મનમાં પેસાડી કોણે ઊંધી મત્ય;
નાગરને ક્ષત્રીઓમાં ઘેર ઘેર ભણેલી છે,
નથી મરી જઈ સ્ત્રીઓ તણી પડતી વિપત્ત;
તેમ છતાં મનમાં જો વ્હેમ રહે મોત તણું,
સ્ટાંપ તણા કાગળ ઉપર લખી આપુ ખત. ૫૩
ગાંડું ગાંડું બોલે મન ફાવ્યું તેમ રોજ જેવી,
હાલના જુવાનીઆને જરા ન પડે પસંદ;
મન ઉઠી જાય પછી થાય ઓકયા ધાન જેવી,
દીઠે બોલ ચાલ પણ ગમે નહી જરા ગંધ;
કહો પછી એ બેનો સંયોગ કઈ પેરે થાય,
કામ ક્રિયા નવખાળી જાય પડે ખુરે છંદ;
જો ભણેલી હોય નીતિ રીતિ સારી શીખી હોય,
વ્હાલી થઇ પડે પીયુને નિશાએ જેવા ચંદ. ૫૪
ઘણે ઠામે નડે પીયુને ઘણી કુભારજાઓ,
ઘરમાં કંકાસ કરી અતિશે વિતાડે રોજ;
ઘરેણાંને લુગડાંને માટે રોજ રાડ કરે,
બ્હાર પટરાણી થઇ ડાલેડાની મારે મોજ;
ના કર્યાનું કરે પણ કે'તાં સામી ખાવા તડે,

બેઠી બેઠી મારેછે તડાકા જાણે રાજા ભોજ;
જો ભણેલી હોય તો પતીની સેવા કેવી કરે,
કે'તો નથી. હું જરાય તમે પોતે કરો ખોજ. ૫૫
ના દેવાની ગાળો દઇ છોકરાંને મારે રોજ,
મુઆને ઉછેદિઆ એ વિના નવ બોલે બોલ;
છોકરી હોયતો રાંડ ગવેડી કે ભોડી કહે,
સમજે ન એવું થતાં કેવા વરતાય રોળ;
ખોટું થએ તેનું પછી લાંબા રાગ તાણી રૂએ,
સમજુ પુરૂષો શુણી કરે મન કેવો તોલ;
જો ભણેલી હોય તો કદાપી એમ બોલે નહી;
તેને મુખેથી તો કેવા નિકળે વિવેકી બોલ. ૫૬
હોળ્યા ચોળ્યા વિના રાખે છોકરાં ભિખારી જેવાં,
પોતે પણ રૂપમાં દેખાય બીજી વાઘરણ;
લુગડાં ગંધાતાં હોય પાસે બેસવું ન ગમે;
ધુએ કરે નહી તેથી હોય માંહી મેલ મણ,
શુકને જાએ તો ફરી ઘર જોવા પામે નહી;
કપાળે ન ચાંદલો ને ફરતી કંચુકી વણ,
જો ભણેલી હોય તોએ કેવાં સ્વચ્છ વસ્ત્ર રાખે,
ખોટું તેમાં હોયતો વિચારી જુઓ જ્ઞાતિજન. ૫૭
ઘેર ઘેર સાસુ અને વહુની લડાઇ થાય,
જાણોછો બધાય બતલાવો છે અજાણ્યો કાંસ;
સાસુ પછી વહુનાં સગાંને ભુંડી ગાળો ભાંડે,

કરાવાને કહે ફરિ છોકરો વરાવું હાણ;
વહુ વળી સાસુ માથે હાથં ટપી જાય તેવી,
કહે હું નથી બિતી વરાવો જાઓ હોય ભાણ;
ભામનીઓ ભણેલી ન તેથી પરિણામ ભુંડું,
ભણાવ્યામાં આડાઈ કર્યાથી કાઢો કેવું વ્હાંણ. ૫૮
તમે ન ભણાવો પણં મોટી થાય ત્યાર પછી,
ભણાવેછે તેનો પતી હોય સુધરેલ સાર;
ત્યાર પછી તમારૂ ન ભણાવ્યું શે કામ આવ્યું,
માટે પ્રથમેથી કરો ભણાવા તણો વિચાર;
અંતે ઘણો ફાયદો છે નથી નુકશાન કાંઈ,
તેમ છતાં દીકરી ભણ્યામાં કરો શાનો ખાર;
ખાર તજી પ્યાર કરી પ્રેમથી ભણાવશો તો,
પુત્રીઓ આશીશો ઘણી આપશે વારમ વાર. ૫૯

॥अथ केळवणी विषय संपूर्ण॥

---

# એકથી વધુ સ્ત્રી કરવા સંબંધી.

દોહરો.

એક છતાં બીજી કર્યે, કેવું પડતું કષ્ટ;
બતલાવિશ અહીંઆં હવે, તે રીત કેવી કનિષ્ટ. ૬૦

મનહર છંદ.

એક સ્ત્રીની સાથે જરા થાય તકરાર પછી,
તેનો ત્યાગ કરી લાવી બીજીને બેસાડોછો;

કાંતો કન્યા તણા બાપ ઠીક મતા આપે ન તો,
એને દુઃખ દેવા માટ શોક્ય ખોળી લાવોછો;
કુતરાની રીતે તેના બાપ પ્રત્યે ચાલે ન તો,
ખાઇડીને રીબાવી રીબાવી દુખ પાડોછો;
તમે જાણો દાવ વાળી કેવું દુખ દીધું હમે,
વિચારો જે તેમાં તમે કેવું વ્હાણુ કાડોછો. ૬૧
કાડી તકરારો સોક્યો મારા મારી આવે રોજ,
સોક્યો એતો ન્હોય બંને શોકનાં સદન છે;
ગાળા ગાળી આવી રોજ કાયર કાયર કરે,
થાકે નહીં જરા જાણે વજરનાં વદન છે;
આંહાતુસ કરી કોઇ કામ નહીં કરે જરા,
શાનું સુખ માનો એમાં દુખ તો તદન છે;
એક ફાંસો ખાવા જાય બીજી દોડી કુવે જાય,
એવું દુખ પડે તોય બીજીમાં શું મન છે. ૬૨
એકની સાથે જો હશી ખુશી વાત કરો પ્રીતે,
બીજી ખરેખરો તમપર ખાર રાખશે;
જાણે શોકયે વશ કર્યા માટે મુઓ જુએ એને,
સોકચનું સારૂ તે મૂઢ કેમ મન સાંખશે;
પછી ધણી વશ થવા કામણ ટુમણ કરી,
બાવા જુવા પાસે મૂઢ ચોટને અજાવશે;
મંત્ર જંત્ર આદિ વ્હેમ એકથી અનેક કરી,
કોઇ દાડો કાંઈ ખવરાવી મારી નાખશે. ૬૩

સોક્યને જો હોય છોકરો તો તેને જોઈ જોઈ,
પ્રતિ દિન પોતા તણું શિર સોહી બાળશે;
"હાય હાય" એને કર્મ આવડું રતન ક્યાંથી,
હું અભાગી રાંડ કહી કાયાને પ્રજાળશે;
એમ તેમ કરી મારવાને, માટે મન કરી,
દુષ્ટ તે બિચારા બાળને કદાપી મારશે;
સોક્યનો છોકરો તોય ધણી તણું નામ રે'શે,
શાને માટે મારૂ એમ મન ન વિચારશે. ૧૪
ધણીઓએ ધણી વશ થવા માટે ગાંડા કર્યા,
ઘણીક રાંડોએ ખવરાવી ઝેર માર્યા છે;
ઘણીકે તો સોક્યને સધામ મોકલાવી દીધી,
ઘણા ધણી નાર્થી છુટીને બિચારા હાર્યા છે;
ઘણીકે તો યાર શીખવાડીને મરાવ્યા ધણી,
ઘણા દુષ્ટે રાંડ માટે ખૂની અર્થ સાર્યા છે;
બધાં દુખ તણું મૂળ મનમાં વિચારશો તો,
વધુ સ્ત્રી કર્યામાં દુખ ખરે ખર ખ્યારા છે. ૧૫
ઘરમાંથી ભેજાડી જુવા જતીને આપી દેશે,
જણસ આપ્યાનો પણ નહી રાખે આંતરો;
તમે કરી કરી કરનાર કશું તેને હતા,
પ્રતિદિન ઘણો ઘણો માર જો માર્યા કરો;
તો તે પછી ઝટ દઈ આયુષ્યનો લાવે અંત,
બીજો જડનાર નથી એકે રસ્તો પાંશરો;

મરે તો સ્ત્રી હત્યા લાગે ઇશ તણો કોપ થાય,
તોય શું કમાયા તે વિચાર મનમાં કરો. ૬૬
કદિ રાખો એક જુદી એકને સમીપ રાખો,
જુદી રાખેલી તે ખાર કેમ નહીં લાવશે;
તોય પરિણામ એને એ થવાનું ખરેખર,
વેગળી રહીને બુરી ફરજ બજાવશે;
પ્રીતિ નહી રાખો તોએ પ્રીતી કરી બિજા સાથે,
રોજ રોજ તેને પોતા ઘરમાં બોલાવશે;
તોય પરિણામ ભુંડું ફજેત થવાનું ત્યારે,
તેને તોશું તમને શરમ ઉપજાવશે. ૬૭
કુવોકે હવાડો કરી કદાપીને જાએ મરી,
લેશે ઇકરાર સરકાર સાથી મરી ગઇ;
કારણ બતાવવાની ઘણી અમુઝણ થશે,
લોકો કેશે બિચારીને મારી ઘણું દુઃખ દઇ;
લાંચીઆ પટેલો તેમાં ઘણી લાંચ ખાઇ જશે,
બળી વાળશુ જે તન દુઃખથી હેરાન થઇ;
દુઃખ ન સે'વાયુ માટે ધીરજ ન રહી મન,
કહ્યા કર્યા વગર કુવામાં પડીછે જઇ. ૬૮
ભણેલી હોયતો છેક આવું ફળ થાય નહી,
વગર ભણ્યાના છે બધાય ગેર ફાયદા;
નથી ભણો માટે ગામે ગામ તણા જ્ઞાતિભાઇ,
ફરી પરણે ન એવા કરો દ્રઢ કાયદા;

કન્યા તણી છત રે'શે એથી કરી સારી રીતે,
કોઈ પરણેલ છોકરૂ ન થાય તો કદા;
ઘણી સ્ત્રી કર્યાથી દુઃખ થાય છે તે નહીં થાય,
બધા જ્ઞાતિભાઈ, સુખી થશેજ ખરે સદા. ૬૯

## ॥अथ वधु स्त्री विषय संपूर्ण॥

## યોંનાં ભુંડાં ગીત, તથા ફટાણાં સંબંધી.

### ગીતી.

કુલીન જનોની પુત્રી, ગોરયોને દિન કુવાક્ય ઉચરતી;
લગ્ન તણા શુભ સમયે, વ્હેવાઈઓને ભુંડી જીભે વદતી. ૭૦

### મનહર છંદ.

ગોરોના દિનોમાં છોકરીનાં ટોળે ટોળાં મળી,
"હાય હાય" કહી અન્યો અન્ય લાગે કુટવા;
જીભ છુટી મૂકી મોટેથી બોલાય તેમ બોલે,
ભુંડા શબ્દોમાં પતિ આયુષ્ય મોટું થવા;
જાણતી નથી જે એમ આવરદા શાનો વધે,
એવું કર્યાથી તો લાગે લાજ ઉલટી જવા;
બોલતાં નઠારૂં જો આયુષ્ય વધે ધણી તણું,
બધા દેશ તણી સ્ત્રીઓ લાગે ભુંડું વદવા. ૭૧
આયુસ્ય વધે જો એમ કોઈના કસર રાખે,
એવી શેણે ઊંધી મતી આપી હશે બાળને;
આજ તણા ટોળા પેઠે ઘણાદિથી ચાલ્યું આવે,

જુઠું બોલી પજવવા કાજ કુડા કાળને;
માબાપો ન વારે કદિ ઠપકો ન આપે જરા,
મરજીશુ તેની છશે રાખવા આ ચાલને;
તેમજ ન હોય તોતો ક્યારનીએ બંધ પડે,
પણ નથી શરમ જરાએ એડાવાળને. ૭૨
સ્નેહ થકી સારો ગણી સગાઈ કરી જે સાથે,
તેને પછી શાને માટે ગાળો જુઠી ભાંડવી;
વિવા'ના સમયમાં સ્વજાતિ તણી બાઇડીઓ,
જુઠુ બોલી ગાળો ભાંડે વ્હેવાઇઓને લવી;
શું બિચારે છોકરો વરાવી કાંઇ ગુનો કર્યો,
છોડી દ્યોની જુઠું બોલીને ભવાઇ માંડવી;
ગાળો દેવી એછે કામ કેવું નીચમાનું નીચ,
મૂરખનું કામ જાણી છેક ચાલ છાંડવી. ૭૩

## ઘનાક્ષરી છંદ.

સારા પુરૂષની સ્ત્રીના મ્હોઢામાંથી કટુ વાક્ય,
નીકળે એ કેવી બધી શરમ બતાવનાર;
દુષ્ટ જનો જોવા એજ સમીપમાં આવી બેસે,
સારી સ્ત્રી જનોને એછે કેટલું લજાવનાર;
ગાળ દીધે પ્રીતિ કાંઇ વધતી જરાય હોય,
તો તો કરો ઠીક એમ અમને આવે વિચાર;
તેવું કાંઈ નથી છતાં શાને માટે ગાળો દ્યોછો,

વિચાર કરીને બંધ કરાવો આ ઝટ વાર. ૭૪

## ॥अथ गोर्यों गीत तथा फटाणां॥

## ॥ विषय समाप्त. ॥

---

## વ્હેમ સબંધી

### દોહરો.

કામનીઓનાં કાળજાં, વ્હેમ થકી ભરપૂર;
એ વ્હેમો જલદી તજે, એ ઇચ્છા મમ ઉર. ૭૫

### મનહરછંદ.

એકથી અનેક વ્હેમ કહો શું ધરે તે કેમ,
પ્રતિ દિન ભૂમિતિ એઠીમાં થાય વધારો;
ન ભણવાનું ભામીનિનું એ છે પરિણામ ભુંડું,
બાકી તો ન હોય એમ અભિપ્રાય છે મારો;
જે ન ભણાવો તો ભુંડા વ્હેમનો વિનાશ કરો,
કામનીના તન મન તણો થાય સુધારો,
અરે પણ એકલી સ્ત્રીઓનો વાંકશાનો કાડુ,
જ્ઞાતિભાઈ વ્હેમમાં ડુબેલા દિશે હજારો. ૭૬

### ધનાક્ષરીછંદ.

પડીજાય બાળ જરા ખમા કરી લઈ તેને,
માથા પર ધૂળ ફેરવીને બોલે શબ્દ ઓર;
જરા તાવ આવે કે પછી બમાર માંદુ થાય,

નજર લાગીછે એમ કહીને મચાવે સોર;
મીઠુંને મરચાં બાળી પાધરી નજર બાંધે,
જુઠી રીતે પ્રભુને સામાં થઈ બતાવે જોર;
વાડકો જો થાળી સાથે પુરી રીતે ચોટી જાય,
લાગી ઘણી નજર ન સમજે ખરો અંકોર. ૭૭

મનહરછંદ.

ખાટલે બેશીને પગ હલાવ્યાથી માતા મરે,
એવા બતલાવો કોના ઘરનોછે કાયદો;
દાતણીની ચીરી જો સળેલી નીકળેતો ખોટું,
લડાઇ લડાવે સદા નહીં રાખે વાયદો;
ભ્રમથી બોલાય તેમ બોલે તેને ભૂત જાણી,
મરચાંની ધૂણી દીધાથી શો જડે ફાયદો;
ભૂતતો ન માર ખાય કામનીનું દુખે તન,
કેવો ખોળી કાઢ્યોછે આ મારગ ઇલાયદો. ૭૮
કામના આરંભ કાળે કોઈ જન છીંક ખાય,
ભાગ મળ્યા પછી બધું કામ રહે અધુરૂં;
છીંકથી કર્યાથી કામ કોઈ ન વિરામ પામે,
પુરી રીતે વ્હેમ થાય કામ ન કદિ પુરૂ;
ઘર પર હોલો કે ઘુવડ બેશી બોલે બોલ,
મારી કા'ડો તેને જાણી કામ થવાનું બૂરૂં;
અકલથી જુજ જડેજે ન ગ્રહણ કરે,
રૂપિઆ જડયેથી જન લઈ લે બનિ સુરૂં. ૭૯

જુજ કામે જવું તોય પાધરા શુકન સોધે,
વિધવા મળે તો તેને ગાળો ઘણી ભાંડશે;
પણ ન જાણે જે તે બિચારીએ શો ગુનો કર્યો,
તમે મરે કામની તમારી પણ રાંડશે;
ત્યારે લોકો તેને કેમ ગાળો ભુંડી દેશે નહીં;
શુકન લઈ તેના વિદેશ કોણ સાંઢશે;
અરે ભાઈ એ વાતે નજીવા વ્હેમ શાને રાખો,
મીથ્યા નહી થાય જેમ પ્રભુ પાનું માંડશે. ૮૦
ગધાડું ભુંકે તો તોએ ખરાબ શુકન થયા,
અરે એવા કેટલા ગણાવું પાર છે નહી;
અરે બાઈ ભાઈ તમે બોલોછો બોલાય તેમ,
ગધાડુ ન બોલે કેમ વિચારી જુઓ સહી;
આડા બોલા આવા ક્યાંથી કૈકતો વિચારો મન,
ક્યાંથી ખોળી કાઢો આવી વાતને ધીમે રહી;
કયો ગુરૂ મળ્યો તેણે જ્ઞાન આટલું બતાવ્યું,
યાતો આવી વાતો કયા પુરાણ વિષે કહી. ૮૧
મુઠ મારવાથી સારા માણસો મરણ પામે,
ઝાડ પણ મુઠ મારવા થકી સુકાય છે;
પડછાઓ પડ્યા થકી અથાણું સુપાઈ જાય,
વાત કરવામાં ભુંડા વહેર ખોળાય છે,
મંત્ર ભણવાથી વીંછી સાપનો ઉતાર થાય,
મંત્ર ભણાવાથી ભુત પ્રેત નાશી જાયછે;

એવા એવા કેટલા ગણાવું વ્હેમ પારે નહી,
જ્ઞાતિલાઓ વ્હેમમાં રીબાઈ માર ખાયછે. ૮૨
મંત્ર સાધવાથી ભુત પેત વશ થઇ રહે,
એમ જાણી જાયછે મશાણે મંત્ર સાધવા;
ફલાણાને વશ ભુત ફલાણાને ડાકણ તો,
રોજ રોજ બુદ્ધા ખોળી કાડેછે નવા નવા;
ભુતની ખોરાકી માટે રૂપીઆ ખરચ કરે,
કોઇ મથે શીખી મંત્ર રોજ ભુત કાડવા;
સુવાવડી સ્ત્રી જો બહાર નિસરે તો ભૂત બાઝે,
કેવા કેવા વ્હેમ ખોળી કાડે છે નવા સવા. ૮૩
ટુચકા કર્યાથી તાવ ચોથીઆનો નાશ થાય,
ટુચકા કરવાથી બીજા ઘણા રોગ મટેછે;
ટુચકા કર્યાથી સામા મનુષ્યનો આવે અંત,
ટુચકાથી પ્રભુનો કરેલો અંક ઘટેછે;
આતો સેજ દાખલાને માટે બતલાવ્યા જુજ,
બાકીતો અનેક એવા રાત દા'ડો રહેછે;
ઘણા જણ કે'છે તોય જરા ન વિચારે મન,
વ્હેમી એડાવાળો વ્હેમથી ક્યાં પાછા હઠેછે. ૮૪

## ॥ अथ व्हेम बिषय संपूर्ण ॥

---

# લૂચ્ચાઇ, દોગાઈ આદિ દુર્ગુણો સંબંધી

દોહેરો.

કૈંજ્ઞાતિ ભાઈ પાપથી, જરા નહીં ડર ખાય;
નિજ સ્વારથને સાધવા, લાખ કુકર્મે ધાય. ૮૫

મનહરછંદ.

ઘણા જ્ઞાતિ ભાઇ જરા પાપ થકી બ્હીએ નહીં,
સ્વારથને માટે કોળી જેવાં કામ કરેછે;
જુઠાં ખત બનાવીને રૂપીઆ વસુલ કરે,
જુઠી સાખ્ય પુરવામાં પ્રભુથી ન ડરેછે;
લડાવી લડાઇ એને લાંચ ખાઈ જાય ખાંતે,
કૈંકનાં ભગાવી ઘર પાપ ભાર ભરેછે;
બ્રાહ્મણ થઇને કામ કોળી જેવાં આચરેછે,
લોક લાજ મે'લી મન ફાવે તેમ ફરેછે. ૮૬
નાણા માટે ગમે તેવા મીત્રને ખરાબ કરે,
નાણા માટે ગમે તેવો સ્નેહિ મીત્ર મારેછે;
નાણા માટે ઘણા દા'ડાનું ખાધું ખરાબ કરે,
નાણા માટે પુન્ય પાપ તેશું ન વિચારે છે;
નાણા માટે માના જણ્યા ભાઈ તણો આણે અંત,
નાણા માટે માની પર કુશબ્દો ઉચ્ચારે છે;
નાણા માટે ગમે તેનું છિદ્ર તે ઉઘાડુ કરે,
નાણા માટે આપ્યા છતાં રકમો ઉધારેછે. ૮૭

ભેરુ થઇ પાડોશીના ઘરમાંથી માલ કાઢે,
ભેરુ થઇ કૈંકની કુમારિકાઓ કા'ડે છે;
કણબીના* છોકરીને લાવી વેચે બ્રાહ્મણને,
મીત્ર થઇ પેટમાં પેશીને ઘર ઘાલેછે;
દ્વેશ તેણો લાભ લેવા આગ મૂકી બાળે ઘર,
સ્વારથને માટે બેસવાનું ડાળ વા'ડેછે;
નોકરી અપાવે તેને નોકરીથી કઢાવાને,
પ્રતિ દિન દુષ્ટ જનો વૃત્તિઓ લગાડેછે. ૮૮
આપ્યું ધન માગે તેની સાથે કરે શત્રુવટ,
ઘણાક જનોએ લેણદાર માર્યા રાનમાં;
ખાવા નવ મળે તોય બ્હાર જુઠો રોફ રાખે,
ઠાલી ઠકરાત કરી માનમાં ના માનમાં;
વિધવાને વાયરે ચ'ડાવીને કરાવે ખર્ચ,
રાત દા'ડો રહ્યું જેનું ભાન ખાન પાનમાં;
એડા વાળ ન્યાત તણા હાયરે આ હાલ કેવા,
એમ ન વિચારે ફરે તાનમાંના તાનમાં. ૮૯
ન જુએ સગો કે સ્નેહી ગમે તેવા મીત્ર સાથે,
દાવ આવ્યે ભુલે નહીં લુચ્ચાઇ લગાવશે;
જુઠથી તો જેને ઘેર ખજાનો કરેલો તર,
સ્વારથને માટે મો'ઢે આવ્યું તેમ ભાખશે;

---

* થોડા વખત ઉપર બનેલો કેશ સરવે સજ્જનોને માલુમ હશે.

ઠામ ઠામ જ્ઞાત વગોવાઈ ભુંડાં કામ થકી,
આશાછે કે પ્રિય એડાવાળો લક્ષ આપશે;
ઘણું થયું આજ સુધી હવે સમજો તો ઠીક,
ભરૂસોછે વિનતી કહેલી લક્ષ લાવશે. ૯૦
એડાવાળ નામ કે'તાં રાત રે'વા દેશે નહીં,
ઘણા જ્ઞાતિલાએ એવી સાખ પેદા કરીછે;
આંગળી બતાવ્યા થકી પોં'ચો કેડવાને આવે,
નથી ખોટી વાત પ્રિય નક્કી ખરે ખરીછે;
તપાસ કર્યાથી ખરી ખાતરી થશે તમારી,
નહીં જાણો પછી થકી ખોટું તેમાં જરીછે;
સુજ્ઞ એડાવાળો આજ સુધારો તો ઠીક થાય,
જાણજો જરૂર પૂછનાર માથે હરીછે. ૯૧

ઘનાક્ષરીછંદ.

ઘણી સ્ત્રીઓ દામ માટે કરે વ્યભિચાર રોજ,
ખરો પતી છોડી બીજો કર્યા માંહિ કેવું પાપ;
કરેલાં કુકામ તણું પ્રભુ ફળ કેવું દેશે,
નીચે બેસી કોઇ જણી વિચાર કરે ન આપ;
ઘણા દુષ્ટ જનો સ્ત્રીઆ પોતાનીને કરો ત્યાગ,
અજ્ઞ બુરાડી માથે વો'રે વ્યભિચારી છાપ;
તેવા જનો આંખ ઉઘાડીને જરા જુઓ ભાઇ,
શરમ બતાવા પોથી રૂપી સામી ધરૂ * ખાપ. ૯૨

* જેમ તકતામાં જોવાથી શરીરની ખોડ માલમ પડેછે,

જુજ જણી ભણી ગુજરાતી પુરૂ સારી રીતે,
સારી ઠામે તેણે પણ બતાવી નઠારી ચાલ;
કરે વ્યભિચાર કૈંક ધણીરાખે કાયદામાં,
ભણાવ્યાનું ફળ જોઇ કરે કોઇ કેવો ખ્યાલ;
સ્ત્રીઓ વીસ ખાય ધણી પાંચને પગારે રહે,
છકેલી સ્ત્રીઓની સાથે કેવી રીતે આવે તાલ;
વિચાર કરૂંતો મારૂ કાળજુ બળેછે રોજ,
અરે પ્રભુ મારી ન્યાતિ તણા તે આ કેવા હાલ. ૯૩
અરે ઓ જુવાનિઆઓ ન્યાતના સુધારા માટે,
સંપ કરી કરો કાંઈ તો તો સઉ થાય ઠીક;
વૃદ્ધ તણા વિચાર સુધારીને સુધારો કરો,
રોજરોજ કારણ બતાવી કરો માથાઝીક;
તમો માત પીતાએ કરેલું તમે ભોગવોછો,
તમો બાળકોને માટે કરો ઠીક તજી બીક;
ખરાબ આચાર રૂપી કાદવથી અંધ થઇ,
ધસી કા'ડી તેને કરો ચાલતી સુધારા નીક. ૯૪
સુધારીને ચાલ લાગેલું કલંક કા'ડી નાંખો,
કદી ન ખરાબ ચાલે ચાલે કોઈ ન્યાતિજન;
કાયદો કરો જે કોઇ આડી ચાલે ચાલશે તો,
ગુનેગાર નાતનો તે થશે લાગે બીક મન;
સોબતે અસર માટે સુધરો જો તમો જાતે,

---

તેમ આ પોથી રૂપી બાપ બધા દુર્ગુણો બતાવી આપશે.

જોઇ જોઇ સુધરશે તમોને તમારા તન;
જ્ઞાત તણું માન વધી લોકમાં કે'વાય ઠીક,
ત્યારે તો નક્કી કહું જુવાનીઆને ધન ધંન. ૯૫

### સવૈયા.

જ્ઞાતિ તણા જન સર્સ ઘણા સઘળા નહીં દુષ્ટ વિચાર તણા,
સુધરેલ×ઘણા સમજે મનમાં જન દુષ્ટ જડે નિરખેજ ઘણા;
નવ ખોટું ધરો દિલમાં સઘળા નહીં સ્વારથથી સઘળું કળવું.
સહુ જ્ઞાતિતણા સુખ માટ કહું સમજી સુધરી સુધરેલ થવું. ૯૬

## ॥अथ लुच्चाइ दांगाइ आदि दुर्गुण विषय संपूर्ण॥



## સંપ સબંધી.

### દોહરો.

સંપ હશે ત્યાં સુખ બધુ, વિના સંપ નહીં જંપ;
ક'વાશે અહિંઆં હવે, જ્ઞાતિ તણો કુસંપ. ૯૭

### મનહરછંદ.

બ્રાહ્મણની જ્ઞાતિ વડકારી દીસે ઠામો ઠામ,
તેમાં એડાવાળો પણ અતિપે જણાયાછે;
કારણ વિનાનું કહ્યુ માની નિજ કામનીનું,
સગા ભાઈ સાથે વઢેલા ઘણા ગણાયાછે;

---

× "જ્ઞાતિગુણ વિવેચન" નામે ચોપડીમાં આ જ્ઞાતના સારા ચાલ દાખલ કરીશ.

બિચાર ન કરે જરા જરા માંહી વેર બાંધે,
જાણતા નથી જે કોણ લડીને કમાયાછે;
લડે બાપ દિકરાથી લડે ભાઈ ભાઈ સાથે,
ઘણા જને બેનો સાથે ઝગડા મચાવ્યા છે. ૯૮
કામનીઓ કારણ વિના લડાઈ લગાવી દે,
મેણાં ટુણાં મારી એક એકને ઊડાવેછે;
જઇ ભરથાર પાસે શાણી થઇ વાત કરે,
નથી પોતે બોલી એમ ઢોંગ જો મચાવેછે;
ભણ્યા ગણ્યા તોય બાયલાઓ બની સુણી બધુ,
સગાંને કુટુમ્બીઓમાં વેરને વસાવે છે;
પણ સ્ત્રીઓ એથી સાથે બીજે દા'ડે વાત કરે,
ધણીનું લડેલું બહુ સોયને કરાવેછે, ૯૯
લાખ ખાવા મળે તોય ગરિબ ભાઇને પીડે,
બાઇડીને વશ થઇ રહેલા જે બાપડા;
વિચારે ન રાંડ કાલે આણી તે શું બોલે બોલ,
ગમે તેમ થાય તોય સગા ભાઇ આપડા;
ડાંગો મારે તોય પાણી કદીએ ન જુદુ પડે,
અન્યો અન્ય બાઝ્યા સગપણ તણા ચાપડા;
તેમ સગાભાઈ તણી લડે ન સગાઇ છુટે,
જીવ્યા છતાં ભાઇને નાહી લે ઘણા ÷ઇઝડા. ૧૦૦

÷ ઘણા બાયલા જનો સગાઇ છોડી દેવા જીવતા ભાઇને નાહી લેછે.

લાત મારે તોય ધનીભાઇ વા'લો જાણે ખાંતે,
નમે દીન ભાઇ તોય અતિષે ધિક્કારે છે;
અર દુનિઆમાં સગુ કોઇ તણું કોઇ નથી,
સગો એક દામવિના બીજું નહીં ધારેછે;
ખાવું પીવું જુજ તોય લડેછે લડાઈ રોજ,
મુકીને વહ્યાર રોજ વધરો વધારે છે;
અતિષે કુસંપ એડાવાળ તણી ન્યાતિ માંહી,
ખરેખરૂ લખ્યુ નથી ખોટું આ લગારેછે. ૧૦૧
સાસુ વહુ લડે રોજ કાંને અજાણ્યું છે રજ,
ઘેર ઘેર બનેછે ને ઘેર ઘેર જુઓછો;
ઘરમાં ઘરૂણી સંગ મારામારી આવે રોજ,
પ્રીયા તણું સંસારમાં ખરૂ સુખ ખુઓછો;
વા'રોછો વ્હેવાઇ દુષ્ટ આપ્યા લોધા માટે લડે,
એવું પડે પછી માથે હાથ દઈ રૂઓછો;
તમોને તમારી પુત્રી બંને ને રીબેછે રોજ,
તેમ છતાં નષ્ટ સગાં વેરીને શું મુહેછો. ૧૦૨
ઘણી પેઢી સુધી બધુ એકઠુ ભંડોળ રાખે,
પછી ખરેખરા સામાસામી આવે વેંચતાં;
બળવાન તેમાં ભાગ બમણો બથાવી પડે,
તાબે કરી બધું લઈ જાય છે ચોરી ખતાં;
દાખલાને માટે મહુધા તણા દેસાઈ જુઓ,
કેવું વેર રાખે સગા માંહી સમજુ છતાં;

આવે પરભાર્યાં કામ સગા મારવાને ફરે,
ખોટાં કામ થાય ખોટા કાળમાં બુદ્ધિ જતાં. ૧૦૩
સંપ છોડી કોણ સુખી થયો બતલાવો બાઈ,
કૌરવનું કુળ નાશ પામ્યુંછે કુસંપમાં;
રાવણે વિભિષણની સાથે જો વિરોધ કર્યો,
મુઓ પુત્ર પૌત્ર સાથે રહ્યો નહીં જંપમાં;
ભાત્રા અને રસા વચ્ચે વેર વધવે કરીને,
ધરા ફાટી ચીરો પડી જાયછે ભુ કંપમાં;
માટે એડાવાળો રાખી સંપને તજો કુસંપ,
સંપવિના સુખ નવ દીઠુ કુળ નૃપમાં. ૧૦૪

॥ अथ संप विषय संपूर्ण ॥

## *ધર્મ સબંધી.

દોહરા.

ધર્મ સબંધી વાતમાં, થઈછે તાણાતાણ;
સુજને જે ભાસે ખરૂ, તે કહુંછુ નીરવાણ. ૧૦૫
નિજ સ્વારથને સાધવા, ભટક કૈંજન રોજ,

---

* એના બે અર્થ થાયછે, એક તો કોઈ ગરીબોને કાંઇ આપવું ને પરોપકારનાં કામ કરવાં. ને બીજો જેના નિયમને અનુસરી પ્રભુ ભજતા હોય તે એ બંને અનુક્રમે બતાવ્યા છે.

પણ જેણે સરજાવિયા, તેની ન કરે ખોજ. ૧૦૬
કે જ્ઞાતિજન નાણા નેં, મનમાને તો મૂઢ;
પણ જ્ઞાતિના તરફથી, છે ધારો આ રૂઢ. ૧૦૭
ગોત્ર કયું શાખા કઈ, નવ જાણે જન કોઈ;
આખો દિન ફરતા ફરે, પૈસા ઉપર મોઈ. ૧૦૮
લાખ કુકર્મ કર્યા કરે, જુએ ન ધર્મ અધર્મ;
મોઢે આવ્યું ત્યમ બકે, પણ નવ સમજે મર્મ. ૧૦૯
અસલ બધા મૂરખ હતા, હાલ થયા વિદ્વાન;
ધર્મ બધો ખુરાડીઓ, જરા રહ્યું નહીં સાન. ૧૧૦
સારો દિન નીન્દા કરે, કરે પરસ્પર વેર;
ફાવ્યું તમ ફરતા ફરે, જ્યમ મન આવે લ્હેર. ૧૧૧
ધન સંચય કરવા વિષે, પ્હેલો નંબર જાંણ;
ખાવે પીવે કૃપણતા, રોજ કરે નિરવાણ. ૧૧૨
આપે શાંનું કોઇને, ધર્માદામાં દાન;
ચુમાઇને બેશી રહે, જ્યારે થાયે જાન. ૧૧૩
લેખો કરતાં કાળની, ઝપટ વિષે લેવાય;
પ્રભુ કરશે શીક્ષા ઘણી, મરણ સમે લેવાય. ૧૧૪
જમણવારમાં વાપરે, ખરચે પુત્ર લગન;
જાન કરે પુત્રી વર્યે, મનમાં થઈ મગન. ૧૧૫
પણ દમડી× પર સુખમાં, હાથે નહિ અપાય;
વા'વા'થી ફુલાઇને, મનમાન્યુ ખરચાય. ૧૧૬

---

×મૂળદામ શબ્દ ઉપરથી થયો હશે.

ધનનો સંચય જોઈને, પ્રતિ દિવસે ફુલાય;
ના સમજેરે' અહીં પડયુ, કાલે પડશે કાય. ૧૧૭
કવિ પંડિત દિન જ્ઞાતિજન, તેને ન કરે સાહ્યઃ
નિરાશ્રીતોને હાથથી, ચપટી નહીં અપાય. ૧૧૮
કો' એ ધન શા કામનું, નાવે કોને અર્થ;
અનંત રોજ કર્યા કરે, ફેરવવાની વ્યર્થ. ૧૧૯
કયાંથી લાવું કયમ કરી, કરૂ વધારો માંહ્ય;
પણના સમજે માનવી, રે' અહિંઆંનું આંહ્ય. ૧૨૦
ઈશ્વર આપ્યા ધનતણો, લેસે સર્વ હિસાબ;
ત્યાં આગળ અમુઝણ થશે, દેવો કશો જવાબ. ૧૨૧
નવ ખરચ્યું નવ વાપર્યું, ફોગટ વેઠ્યો ભાર;
લુચ્ચાઈથી એકઠું, કરિને ચલવ્યો કાર. ૧૨૨
નાપે અંધ અપંગને, ઈશ્વરનો અન્યાય;
ખાય પીએ નહિ દુખ ખમે, એ મોટી શીક્ષાય. ૧૨૩
જુએ ભવાયાની રમત, ઘેર કરાવે નાચ;
જાગે આખી રાતને, પૈસા ખરચે સાચ. ૧૨૪
ભરે ચુમાઈ મીટિંગમાં, ખાસ આબરૂ માટ;
પણ સારો દિન દાલમાં, અતિશે કરે ઉચાટ. ૧૨૫
દિલ થકીના કોઈને, આપે ચપટી લોટ;
રે ભાઈ એવું વાપરે, કેક શું આવે ખોટ. ૧૨૬
જો ઉપયોગ ન હોય તો, આપે પ્રભુ લખલૂંટ;
શા કારણ ધનવાનને, આપે લક્ષ્મી અખૂટ. ૧૨૭

ધનવાનો છે ન્યાતમાં, પણ અરપીના શેઠ;
રાતે કરે ઉજાગરા, દા'ડે ન ભરે પેટ. ૧૨૮
માટે ઘણી ન્યાતીજનો, ને આ મારો અર્જ;
કરો ધર્મ શક્તિ સમો, જો મૂક્તિની ગર્જ. ૧૨૯

દોહરો.

હવે ધર્મ હું વરણવું, પુરૂષો ચલવે પંથ;
ધર્મ અમારો સર્સ છે, કહીને પડે કુપંથ. ૧૩૦

મનહરછંદ.

પ્રથમને સમે આવા નો'તા ભિન્ન ભિન્ન પંથ,
હાલમાં વધીને ખેંચા ખેંચ થઇછે ઘણી;
પ્રભુનુ ભજન કોરે મૂકી મત ભેદ તાણે,
સાચુ તે ડુબાવી રાખે ખબર જુઠાતણી;
એક કહે મારો ધર્મ સાચો બધી રીતે જોતાં,
બીજો કહે મારો સામાવાળા મતને હણી;
(પણ) કોઇ ધર્મવાળાને પ્રભુએ નથી પત્ર લખ્યો,
જુઠી જુઠી બડાઇ ખચે છે આપ આપણી. ૧૩૧
સાચો ધર્મ એ જે નીતિ રીતિ પાળી પ્રભુ ભજે,
બીજાં તો બધાય ભામાં ઠાલી ઠકરાતનાં;
ટોળી મળી પંથ કે'વરાવ્યા વિષે લાભ કશો,
એતો અભિમાન બધાં જુદી જુદી જાતનાં;
એક એક તણી કરી નીંદા ઠાલુ પાપ લેછે,
કારણ બતાવે નહીં કશીએ વિસાતનાં;

અરે ભાઈ વિના મતભેદ તાણી પ્રભુ ભજો,
ખરેખરાં સુખ લેવા ઇચ્છો તમ જાતનાં. ૧૩૨
કોઇ માને શીવ લેવા સ્વરગનું સાચુ સુખ,
વિશ્નુંને ભજેછે કોઈ ખરો દેવ જાણીને;
રામ તણા ગુણનું કથન કરે કોઈ જન,
કોઇ ભજે ક્રશ્નુ ખરેખર પ્રભુ નાણીને;
કોઈ માને વલ્લભ અને કોઇ સ્વામીનારાયણ,
ઠાલે ઠાલો મચાવેછે સોર મત તાણીને;
કોણે જાણ્યું પ્રભુ કયા મતથી પ્રસન્ન થશે,
જેને જેમ ફાવ્યું તેમ કરે સુખ માણીને. ૧૩૩
સ્વામીનારાયણ વાળા બીજાને કુસંગી કહે,
પોતે સત સંગી થઇ ફરે નિજ મનથી;
એસે બગ ભગત થઇને સાધુ રૂપ જાણે,
ઠગી જાય પણ નવ ઠગ્યા જાય જનથી;
જુઠાં ખત બાનાવીને ગમે તેવી સાખ પૂરે,
ધરમીનો કરે પક્ષપાત ખરા મનથી;
બ્હાર ડાહ્યા ધોએલા મુળાશા થઇ ફરે પણ,
મન સ્થીર નહીં ઝટ ચળે જોઈ ધનથી. ૧૩૪
વલ્લભના મતમાં પેઠોછે વ્યભિચાર ભુંડો,
ઘણીક વખતનાં કૂકર્મ હશે સાંભળ્યાં;
બેજે બેજે પીડી ધન આપવા જરૂર પાડે,
હાથી ઘોડે બેશી ખાવા ભોજન ગળ્યાં ગળ્યાં;

કરે નહીં લેશ ઉપદેશ ઠાલો દંભ રાખે,
સેંકડો મનુષ્ય તેની માંહ્ય જાયછે પળ્યાં;
કહો ભાઇ એમને એ ઠાઠનું શું કામ હતું,
ખોટે કાંમે ઉડાવીદે ધન પારકાં રળ્યાં. ૧૩૫

સોની મોચી જેને ફાવ્યું તે બને શંકરાંચાર્ય,
ઘેર ઘેર થકી ઉઘરાવી ભેળું કરીને;
હાથી ઘોડા રાખી મન ફાવે તેમ દંભ રાખે,
કરી ઢોંગ રોજ બેસે ખરૂ ધ્યાન ધરીને;
ઉપદેશી થઇ ફરે બીજાઓને બોધ દેવા;
પણ ખરી રીતે ઓળખે ન પોતે હરીને;
આપે નહીં દામ તો જનોઇ તોડવાનું કરે,
આખરે ફજેત થવાના એ ભાર ભરીને. ૧૩૬

કહો હવે કયું માનવું ને કયું છોડી દેવું,
એક પ્રભુ વિના બીજી ઠાલી માથાકુટ છે;
સાચો ગુરૂ આ સમામાં કોકજ નજર આવે,
સ્વારથ ભરેલા ગુરૂજન લખલુંટ છે;
જેનામાં જરા ન લોભ લાલચનો અંશ હોય,
ગુરૂને લાયક તેજ બીજા ગુરૂ જુઠ છે;
વિષયના ભરેલાને કૂડાં કર્મ આચરે તે,
શી રીતે સંસાર તારે જેને બધી છૂટ છે. ૧૩૭

અરે જ્ઞાતિભાઇ એથી નાતમાં કુસંપ થાય,

કેમ ભૂલી ગયા સ્વામીનારણના કેશ*ને;
મીથ્યા કારણની તકરાર પડી ભારે થઈ,
તોય ખોળી કાઢયું નહીં સત્ય તણા રેશને;
લાલચુઓ લડે જેમ કારણ વિનાના છેક,
ખરી જાણી મથ્યા લેવા પથ્થરની ભેંશને;
અંધારામાં ચોર મૂકી સામા સામી લડી મૂઆ,
આમાંથી ન કોઇ કરિ શકીયા ઉન્જેશને. ૧૩૮
ન્નાત ગઈ તૂટી ઘણાં માણસો ખરાબ થયાં,
ચડી સરકારે ઘણા રૂપીઆ બગાડિઆ;
એક એક વિષે થયો ખાવાનો વ્હેવાર બંધ,
દિકરી લેવા દેવાના ચાલ બંધ પાડીઆ:
કોઈ તણી મોટી કુંવરીઓ તે કુંવારી રહી,
નાત તણા ભયે સગા નાઠ્યા કામ કા'ડવા;
કોઇતણા માબાપોનાં કાયટાં તે બંધ રહ્યાં,
બીજી નાતીમાં ગણાયા એડાવાળ રાડીઆ. ૧૩૯
એક ધર્મ થયા વિના કદીન સુધારો થાય,
ન્નાત તણી ચઢતી ન થાય બીજા મતથી;
નઠારા નિયમ ન તોડાય નવ સારા થાય,
દેશનો ઉદય નવ થાય કહુ સતથી;
કેમ કે બધાય તણા મત જુદા જુદા પડયે,

* મુળજી દેશાઈ સબંધી નાતમાં પેઠેલો કલહ સર્વેને માલમ હશે.

અતિશે કુસંપ વધી જાય સંપ છતથી;
પ્રીય જ્ઞાતિભાઈ મત છોડી બીજા મત તણા,
ધારેલુ સફળ કામ થશે ઘણા મતથી. ૧૪૦

સવૈયા.

પ્રીયરે મતભેદ તજી મનથી પુર પ્રેમ થકી પ્રભુને ભજવા,
ભજવા મનશુદ્ધ થકી દિન નિશ નહીં જરીએ દીલથી તજવા;
તજવા અપલક્ષણ મન ધરો પુરી રીતથી સદ્‌ગુણ સંઘરવા,
નવ કલેશ કરો બીજા ધર્મ તણા પ્રભુને ભજવા ભવધિ તરવા. ૧૪૧

## ॥ अथ धर्म विषय संपूर्ण ॥

---

# રોવા કૂટવાના ચાલ સબંધી.

દોહરો.

એડાવાળી નાતમાં, બહુ કૂટ્યાનું જોર;
ઢાલે ઢાલા ઢંગથી, બહુ મચાવે સ્હોર. ૧૪૨

મનહર છંદ.

કોઇ સ્ત્રીઓ ભણી ગણી વાંચવામાં સુખ માને,
કોઇ સ્ત્રીઓ ગાયન ગાયામાં સુખ માણેછે;
કોઇ સ્ત્રીઓ ભરત ભર્યામાં ઘણું માન જાણે,
કોઇ રૂડા ડ્રો*ઇંગને અતિશે વખાણેછે;
કોઇ સ્ત્રીઓ સ્વર સાથે વાજાને વગાડી જાણે,

---

* ચીત્ર વીદ્યા.

તેમાં સુખ માણી રાત દિન રાગ તાણેછે;
તે બધાને છોડી એડાવાળ તણી [1]સ્ત્રીઆઓ તે,
રાત દિન રોવા કૂટવામાં સુખ માણેછે. ૧૪૩
બાર બાર વરસની [2]બાળાઓ મળીને ભેગી,
ખૂણા ખોચરા પેશી કૂટણું ચલાવેછે;
એક કહે અલી મારી સાસુ મરી જાય તો હું,
આમ કુટું એમ કહી બીજીને બતાવેછે;
બીજી કહે બેન તારો હાથ તો પડેછે ઠીક,
જરા ગભરાતી નથી રાગ રૂડો આવેછે;
એમ બધી કૂટે તેમાં કોને આવડે નહીં તો,
બીજી બધી મળી તેને બતાવી શીખાવે છે. ૧૪૪
વૃદ્ધ મરી જાય તેને ઘેર ટોળે ટોળાં થઈ,
સજી સણગારે જાય જાણે ચાલી જાનમાં;
પેલી ઠીક કૂટે છે ને પેલીનો છે રાગ રૂડો,
વારે ઘડી વાત કરી કે' સખીના કાનમાં;
કાંતો અણસારો કરી બતાવે આ સારૂ કૂટે,
આમ તેમ ફરે પણ તાનમાંથી તાનમાં;
તાણી તાણી બોલી ઘર ધણીને જણાવે એમ,
આવીધું હું કૂટવાને રાખજો તે ધ્યાનમાં. ૧૪૫
જો મરે જવાન તેના ઘરનાંના ભોગ મળે,
સારો દા'ડો તેને ઘેર રાવણું મચાવે છે;

---

૧ સ્ત્રીઓ. ૨ છોકરીઓ.

કૂટાવી કૂટાવી જીવ કઢાવે બિચારાં કેરો,
સંભારી સંભારી દિલ સગાંનાં દુખાવે છે;
કૂટો કૂટો કહી બૂમ પાડેછે પખાલી પેઠે
કોઈ જાણે વેશ ભવાયા તણો ભજાવે છે;
ખાવા પીવા ન દે ઘડીવાર આખો દા'ડો કૂટે,
તેના ઘર આગે ઠાલો જમાવ જમાવે છે. ૧૪૬
સુવાવડી હોય તોય ઝાલી રે' એ જમ જેવી,
પછી કહે કૂટ બાપ બગડ્યું છે તારૂં;
કૂટી કૂટી છાતીઓથી લોહી નવ નીકળે તો,
કે'શે મુવેલું તે ઓછું થયું કૂટે શા સારૂં;
શેકડો ઉમેદવાર ઉભી હોય જોવા માટે!
માંહો માંહે કરે વાત ફલાણી કૂટે સારૂં;
છોકરો જવાન જોધ મરી ગયો તોય પણ,
કેમ તેની સાસુ નહીં કૂટતી હશે વારૂ. ૧૪૭
કોઈ સગુ ના કૂટે તો ગામ માંહી વાત ચાલે,
ફલાણી પાસેની સગી કૂટ્યું જરાએ નહીં;
અંતરનું હોય તો તો છાતી પર છાપ પડે,
આણે તો જરાય હાથ અડકાડ્યો છે કહીં;
બધી ઠામ ઠામ ટોળાં મળી તેની ટીકા કરે,
એણે તો આજે સમાવું જોઈએ ખોદી મટી;
હાયરે જુવાન જોધ ડાઢીવાળો ફાટી પડ્યો,
પણ પરભારીઓને દીલ ચીંતા થી રહી. ૧૪૮

ઇચ્છા નવ હોય તોય ચુમાઇ લાચાર બની,
લોક તણી લાજ માટે કૂટવુ અવશછે;
બોલતાં ન બ્આવડે તો તેની પણ ટીકા કરે,
જાણે મનમાંહી કૂટયા માંહી બધો જશ છે;
બધી તણા મનમાં આતરી ખરે ખરી થઇ,
ના કૂટાય સગુ મુએ તો તો અપયશ છે;
કૂટે ન તો જાય કહાં નાતના રિવાજ આગે,
ઇચ્છા નવ હોય તોય પણ પરવશ છે. ૧૪૯
કેટલી તો બોલતાં ન આવડે એ દુખે કરી,
ભાટડી બોલાવે કાંઇ આપવાનું કરીને;
રાજીઆ તેને મુખેથી સાંભળવા મજા પડે,
વે'લી વે'લી આવે બધું કામ પરવારીને;
ઓછું કૂટી પાર મેલ તો તો કે'શે તાણી નાંખ્યુ,
જીવતાં ન જણાયું ને ન જણાયું મરીને;
શુંએ જાણતાં હશે જે કૂટેલું સ્વરગ જાય,
વિના કૂટેલું તે વા'લું લાગે નહીં હરીને. ૧૫૦

## ધનાક્ષરી.

વાઘરણ પેઠે ટોળુ મળી કલબલાટ કરે,
અજાણ્યાઓને તો જોવા જેવી પડેછે રમુજ;
ડાકણ કે ભૂત વળગ્યું હશે બિચારીઓને,
જોઇ જોઇ હશે પણ પડે નહી ખરી સુજ;
કૂદી કૂદી કૂટેલુ જો જોય તો તો પાછા પડે,

પામશે અચંબો આપણે મને તો લાગે જુજ;
એડાવાળી કૂટણાથી તોબા ઘણા લોક કહે,
તેમ તેમ માન જાણી ઘણું કૂટેછે અભુજ. ૧૫૧

### મનહર છંદ.

સગુ પરગામ મરી ગયે ટોળે ટોળાં મળી,
સકટમાં બેસી ચાલી જાય મોજ મારવા;
સારી કાંચળીને સારાં ઘરાણાં લગાવી દેશે,
લઇ જવા માટે લાગે લુગડાં સમારવા;
ઉભી ઉભી કૂટે થાકે ત્યારે પાછી બેસી કૂટે,
ઘાંટો બેસી જાય મન કરે ન વિચારવા;
કહે રેહા છાંનાં તોય જરા નહીં છાની રેહે,
આવી જાણે હોય જન મુવેલાને તારવા. ૧૫૨

### ધનાક્ષરી.

શીર તણો છેડો ખસી જાય કૂદી કૂદવામાં,
શરીર દેખાય શું એ કુલિન સ્ત્રીઓના ઘાટ;
અરે પણ કુલીન હોય તો એમ કરે શાની,
ઢોર તણી પેઠ પાડે બરાડા તે શાન માટ;
જતા આવતાઓ દેખે તોય દીલ ડરે નહીં,
બકે છે બકાય તે કુભારજાઓ બારેવાટ;
શરીરનું ભાન ભુલી જાય ઘણું કૂટવામાં,
કેટલી તો બેભાન થઇને પડે છતાપાટ. ૧૫૩
ઘરમાંહી મોટા તણી લાજ કા'ડી ફરે અને,

જણાવે જે લાજ મારે મન ઘણી વા'લીછે;
પણ કૂટવાને કાળે તેનું ન ઠેકાણું રહે,
(તો) ઘરમાંહી લાજ કા'ડવી તે બધી ઠાલીછે;
હોય લાજ વા'લી તો હમેશ એક ધારી રહે,
થાય ન વિકારી પણ આતો દંભ ખાલી છે;
અરે પ્રીય બેનો એમાં લાજ ઘટે લાખ તણી,
આબરૂ લેવાની બીજી વાત તો નિરાળીછે. ૧૫૪
કૂટવાથી કામનીના કાળજામાં ચાંદી પડે,
કૂટવાથી કામનીનો બાંધો ફરી જાયછે;
કૂટવાથી કામનીનાં કમળ ચલન થાય,
કૂટવાથી આખોભવ વાંઝણી કે'વાય છે;
કૂટવાથી કામનીના દિલમાંહી રોગ પેસે,
કૂટવાથી ગર્ભવાળી સ્રીઓ માર ખાયછે;
ધિરે ધિરે વિચાર કરીને જોઉ તોય પણ,
લાભ નહીં કશો બધા દુર્ગુણો દેખાયછે. ૧૫૫
ગઈ ચીજ તેનો કર્યે શોક કશો સરે અર્થ,
એતો ખરે ઉલટી ઉપાધિ વો'રી લેવાને;
આજ સુધી કૂટવાથી કયો જન પાછો આવ્યો,
નથી આવ્યો ત્યારે પછી શોક કરવો શાને;
એમ પાછાં આવે તો બધાંય કૂટાકૂટ કરે,
રાત દિન રડે પણ કહ્યું ન જરા માને;
પણ એછે વ્રથા બ્યથા ઉપજાવા માટે કરી,

ત્યારે પછી શાને માટે કૂટે તે પ્રભુ જાણે. ૧૫૬
બાળ મરી જાય તોય કૂટ્યા માંહી સાંજ પાડે,
જવાન મરે તો પડે મસાણો કરાવવી;
વૃદ્ધ મરી જાય તોય કૂટ્યા તણો પાર નહીં,
ઘરના મનુષ્યે કેમ કરી ધીર લાવવી;
મોટા બગબગા માંહી રાગ તાણી રોવું પડે,
સવારેના બેશણાની ફરજ બજાવવી;
અંધારામાં ટોળે ટોળાં ભૂત પેરે આવી બેસે,
દિલગીરી નવી સગા મનમાં ઘલાવવી. ૧૫૭
ઢોરાં છૂટે ફરિ બીજી વાર પાછું ભેળું થાય,
આંસુ અને લીંટે બધુ ઘર ગંદુ બનાવે;
માંહે બેસો માંહે બેસો એમ ઠાલુ કે'વુ પડે,
પછી બધાં મળી રાગ તાણીને ગાણું ગાવે;
ઘર તણી સ્ત્રીએ ઉભુ રે'વું પડે છેક છેલુ,
શરમ આવે તથાપિ વિવેકને બજાવે;
ગયા પછી થોડી વાર પણ ન વિરામ પામે,
વચ્ચે વચ્ચે આવી કૂટવાને સુખ તજાવે. ૧૫૮
સાંજે પછી ટોળુ બધુ ત્રીજીવાર ભેગુ થાય,
ભરાતાં ભરાતાં ત્રણો એક કાળ ખુએછે;
હવે કોઇ સગુ આવવાનું નથી બાકી રહ્યું,
પછી મળી બધાં સાથે રાગ તાણી રૂએછે;
ફરિ ફરિ ટોળામાંહી બતાવેછે બા'નું બીજુ,

તથાપી ન કોણ આવ્યું કોણ આવ્યું જુએછે;
છાનાં રેહો છાનાં રેહો તથાપિ ન છાંનાં રેહે,
બહુ વા'લ' જણાવીને પછી આંસુ લુએ છે. ૧૫૯
દિવા કાળે ઘેર જઈ કામ કાજ સમેટીને,
આઇ કરી ધાગડી લઈ સુવા વિચરેછે;
ખેતરમાં વાસો રે'વા જાય એ મિશાલે જાય,
સારી રાત કલબલ કરી નીંદા કરેછે;
સુવા આવવાનું શું છે કારણ તે જાણે નહી,
સંભારી સંભારી સગાં દિલ દુખ ભરેછે;
કોહે સારો હતો મરી જતાં ઘણું દુખ થયું,
અરે પ્રભુ આવાં આવાં જન કેમ મરેછે. ૧૬૦
સંધ્યા કાળે પુરૂષની બેઠક ભરાય મોટી,
પણ તેમાં સ્ત્રીઓ પેઠે કોઈ નથી રડતું;
વાતોના તડાકા થકી દુખને વિસારે પાડે,
કોઇ આવે રડવા તો રડે બપ પડતું;
જોશી પાસે ગરૂડ પુરાણ કેવરાવે તહાં,
રડેય નુકશાન બધાઓને દિલ પડતું;
સ્ત્રીઓ માંહી થાય એમ તો તો ઘણું સારૂં થાય,
રોવા કૂટવાનું દુખ જાય હર હડતું. ૧૬૧
એકવાર મોકાણે ગયે શું નથી ચાલતું જે,
વિના કામે ફરિ ફરિ જવું પગ તોડવા;
કે'છે એતો સગાંઓને ધિરજ દેવાને જાય,

પણ તેમ નહીં જાય કૂટણું ચલાવવા;
ચકરાં ખાઇને ભૂએ મરે ત્યારે ગાળો ભાંડે,
જીંવ્યે નવ દિઠા મુએ જવું કાણ માંડવા;
બળે બળે શરમને લાવે જવું પડે તોય,
ઠાલે ઠાલું લાગે સારી રાત માથુ ફોડવા. ૧૬૨

**ધનાક્ષરી.**

ઘણીક સ્ત્રીઓ તો એથી કાયર કાયર પણ,
શું કરે બિચારીઓનું ચાલતું નથી જરાય;
માટે એ સ્વદેશી બેનો તજોની આ દુષ્ટ ચાલ,
દિન દિન સુખી થવા માટે જો શોધો ઉપાય;
અરે જ્ઞાતિજનો સ્ત્રીને કૂટવાને મના કરો,
દુખી દેખી સ્ત્રીઓ મારૂ કાળજુ ઘણું દુખાય;
વિનતી આ ધરો મંન પાછો ન ફરે સુકન,
જેથી કરી જ્ઞાતિતણી સ્ત્રીઓ બધી સુખી થાય. ૧૬૩

## ॥ અથ રોવા કુટવા સબંધી વિષય સંપૂર્ણ ॥

---

# નાતવરા સબંધી.

**દોહરો.**

પ્રતિ વરસે મીષ્ટાંનમાં, ખરચે લાખો રોક;
ખાતાં નાત જુવાનની, જરા ન ગણતા શોક. ૧૬૪

## મનહર છંદ.

બનીને કૃપણ ખાય મીઠું અને રોટલો જે,
પે'રે રાત દિન વસ્ત્ર ફાટયાં તૂટ્યાં જોઇને;
પાઇ ગયા માટે જીવ જાય તો જે જવા દેતા,
દામ માટે દુખ ઘણું ખમે ન કે કોઇને;
તેવા પણ ઘેર વરો આવ્યાથી ઉદાર બને,
ઘણા દિનું ભેગુ કીધેલું તે બેસે ખોઇને;
ફુલાવ્યા ફુલાય સ્થીતિ પોતાતણી ભુલી જાય,
ઉડાવી દેઇને બધુ બેસે હાથ ધોઇને. ૧૬૫
ઘર વેચે વાડી વેચે વેચેસાટે માલ બીજો,
કડાં અને કંઠીઓ કા'ડીને વેચે નાતમાં;
શાકરને ખાંડ મનમાની રીતે વાપરીને,
કરીને જમણવાર ઉડાવી દે રાતમાં;
આપણે કુલિન બાપદાદે મોર માર્યા હતા,
ત્યારે આજે આપણને પુછે નાત જાતમાં;
જાત વેચી કરૂ પણ કેમ ટાણું જવા દેઉ,
વખત ગયેલો નવ મળે સે'જ વાતમાં. ૧૬૬
કાલે પ્રભુ કરે અને આવી મળે ધન ખૂબ,
ગયેલો નુખસ ફરિ ફરિ નથી મળતો;
લાગેલું કલંક વાર લાગેછે ધોવાઇ જતાં,
કંજુસાઇ કરેથી પસ્તાવો થાય વળતો;
દેહ સારો હશે તો દેવાની નહીં ચીંતા કશી,

ફરિ ફરિ નહીં મળે ગઇ આવી પળતો;
એવા એવા ખરાબ વિચાર મનમાંહી કરી,
દેવા તણા દુખમાંહી રે સદા પ્રજળતો. ૧૬૭

જેને ઘેર પુરૂષ ન હોય તેને ઘેર જાય,
હેતુ થઈ જાણે આવ્યા હોય શીખ આપવા;
એક દિન ખાવા માટે મંડાવી દે ઊંધી ઇંટ,
પછી વિધવાઓ જનમારો લાગે આપવા;
અરે એ નાદાંન જનો વિચારે ન મન કેમ,
ખાવા શાને બીજાઓના જીવ સંતાપવા;
શાંનું પ્રભુ સારૂ કરે ખાય નાત છોકરાંની,
જમ દુખ દેશે તેને અતિશે સતાપવા. ૧૬૮

કેટલાક વેદિઆનું ચીત રહ્યું લાડવામાં,
આખો દિન વિચારે જે કંઇ આવી મળેછે;
જમવાનું મળે ત્યારે છાનેથી તપાસ કરે,
લાડુ કેવો બનાવેછે બળતો કે તળેછે;
ભાણાપર બેશી જમંવામાં ન કસર રાખે,
નવ રાખે માગ ગળા સુધી ઠાંસી ગળેછે;
ચાવી ચાવી ઢોર પેઠે ખૂબ ખાઇ રહ્યા પછી,
ફળે પુછી લે જે દક્ષણાનું કાંઈ વળેછે. ૧૬૯

દિન દિન વધે પણ જરા ન ઘટારો થાય,
કોઈ કરે નવમું ને કોઈ કરે દસમું;
ગરિબ જાણે જે ધનવાનથી અધિક કરૂં,

પણ ન જાણ્યું જે એતો મને પડે વસમું;
એને ઘેર પૈસા પણ મારે માથે દેવું થશે,
આજ ભરી ભરી મરી જાઉ તેમાં શું જમું;
પણ ડાલા બે દિનના જશ માટે વાજ આવે,
કરવાને હામ ઘણી જોઉંછે ધની સમું. ૧૭૦
ધૂળ નાંખી એક દિન નાતને જમાડી દેતો,
ટકોરે ટકોરે શીર રહ્યું કાણું કરવું;
ખાવાનું મળ્યેથી જમનાર બધા ખુશ થાય,
બીજી મન ખુશ પણ ઉદરને મરવું;
આતો આવી ત્રીપક્ષિને આતો આવી ખટમાશી,
ટાણે ટાણે રહ્યું દિલમાંહી દુખ ધરવું;
એક બેએ સરે નહીં આશરે પંદર થાય,
એ બધાથી ગરિબોએ કેમ કરી તરવું. ૧૭૧

## ધનાક્ષરી.

કહ્યું નથી શાસ્ત્રમાંહી આટલી જમાડો નાત,
પેટ ઓળાંશીને સૂળ ઉભુ કીધુ શાને કાજ;
જુદા જુદા બ્રાહ્મણના જુદા જુદા મત ચાલે,
દુનિઆમાં કોઈ ખરખોટુ નથી જોતું આજ;
નાતનો રિવાજ તેથી કોઇથી ન ઓછું થાય,
હીંમત ન ચાલે કોઇ તણી જાણી જશે લાજ;
માટે નાતે મળી દ્રઢ કાયદો કરાવી દેવો,
કોઇ ન રિવાજ તોડી કરે તેથી વધુ કાજ. ૧૭૨

જ્ઞાતિમાંહી પણ નથી એકજ રીવાજ બધે,
જુદે જુદે ઠામે ઘણી જુદી જુદી ચાલ રીત;
કોઇ ગામે કાંઇ અને કોઇ ગામે કાંઇ ચાલે,
નથી એક રીતિ પણ જુદે જુદે છે અમીત;
આખી જ્ઞાતિ કોઇ કાળે એકઠી ન થવા પામે,
કોઇ મદરાસમાં ને કોઇ કાશીમાં અચીત;
પણ ગામેગામ તણા જ્ઞાતભાઇ મળી બાંધો,
કાયદો જે ખોટા કામમાં ન વપરાય વીત્ત. ૧૭૩
જાનમાં જનોઇમાં ને શ્રીમંતમાં કરી નાત,
બો'ળે હાથે વાપરીને રૂપીઆ કરે ખરાબ;
કાયદા કરીને કરે રૂપીઆનું ફંડ ઉભુ,
માણસો રાખીને તેની પાસે રખાવે હિસાબ;
તો તે ફંડમાંથી થાય સારા કામમાં મદત,
પંડીતોને પગાર આપેથી તે રચે કિતાબ;
રિબ નિરાશ્રીતોને તેમાંથી મળે મદત,
પ્રતિ દિન દુષ્ટજન ઉપર રખાય દાબ. ૧૭૪

મનહર છંદ.

ઘણી વિધવાઓ એક આના તણા પૈસા માટે,
ગરિબી હોવાથી નથી કેળવણી આપતી;
શું કરે બિચારીઓ તે બળે બળે પુરૂ કરે,
એક પૈસા માટે આખો દિન સુત્ર કાંતતી;
તેવીઓના છોકરાને ભણાવા મદદ કરો,

કાપટાં જમાડવાની છોડીને ઊંધી મતિ;
ભણી ગણી ભવ બધો આશીસો તમોને દેશે,
રૂડાં કામમાંહી કેમ પો'ચતી નથી ગતી. ૧૭૫
કોઈ જ્ઞાતિજન કદી કરે જો કનીષ્ટ કામ,
તેને નહીં પણ આખી જ્ઞાતને શરમ છે;
શું કરે દશા જો ભુંડી હોય તો ઇલાજ કશો,
ધનીઓનો તેને સાહ્ય કરવા ધરમ છે;
ધંધે વળગાડીને અનાજ ખાતો કરી દેવો,
ન જોવો ભીખારી જ્ઞાતિજન તે વરમછે;
શ્રીમંતોએ જાણવું જે જ્ઞાતતણા સારા માટે,
ધન વપરાએ મારાં ભાગ્ય તો પરમછે. ૧૭૬

## ધનાક્ષરી.

ગાય ભેંશતાણું છાંણ મુતર જ્યાં પડયું હોય,
તેવી જગો બેસવું એ કેવું છે કનિષ્ટ કામ;
લોકો લીંટ નાંખી થુંકાથુંક કરી નાંખી તહાં,
તેવે ઠામે બેશીને ચપાટયે કેમ ચાલે હામ;
સારા માણસોને એવા કાપટાનું ખાવું અન,
ટીકા બાંકે પડે બાકી મરજીન હોય નામ;
પ્રીય ભાઈ અરે એવો દુષ્ટ ચાલ કા'ડી નાખો,
પ્રતિ વર્ષ થાયછે ખરાબ એમાં લાખો દામ. ૧૭૭
જુવાન કે વૃદ્ધ ગમે તેવો મરી જાય પણ,
સગાઓના મનમાં ફેલાયો હોય કેવો શોક;

સાંભરી સાંભરીને ઓધારે આંસુ જતાં હોય,
રડે તે બિચારાં ઉંડી અંતરમાં મૂકી પોક;
ગમે નહીં તોયશે ઇલાજ પડ્યો ચાલ તેથી,
જાણે ચાર પાસથી ન કર્યે ચુંટી ખાસે લોક;
કેમ છાતી ચાલે એવા હળા હળ શોક માંહી,
પીતાંમ્બર પ્હેરી લોટા ઝાલી કેમ ચાલે હામ. ૧૭૮

## સમાપ્ત.

—◆—

# છેલ્લે જ્ઞાતિ જનોને વિનતી.

### લાવણી.

રે જ્ઞાતિ જનો દીલ ધરો, શુધારો કરો, ચ્હો સુખ સારૂ
નથી ખોટું જરાયે ખરે, કેવું શુભ મારૂ. રે જ્ઞાતિ. ટેક
શુભ વખત જાયછે વહી, મળે તે નહીં, ખરેખર જાણો,
જ્ઞાતિમાં સુધારો થવા, સઉ મન આણો,
જણ એક કર્યે આ કામ, બનેના નામ, ઘણાથી થાએ
શીર પડે ઘણી આપત્તી, મુંઝાઇ જાએ.

### ઝુલ.

બહુ મળે દૂર્ગ લેવાય,
બહુ મળે શત્રુ જીતાય,
બહુ મળે દેશ લુંટાયે,
બહુ મળે સુધારો થાય,

બહુ મળે સુધારો થાય, નહીં મત જાય, ડરો શા સારૂ;
નથી ખોટું જરાએ ખરે, કેવું શુભ મારૂ. રે જ્ઞાતિ. ૧૭૯
સઉ જનો ગમે તેમ ફરે, નહીં દીલ ડરે, કરે મન માન્યું.
પ્રતિ દિને બને કુકર્મ, નથી કાંઇ છાનું.
ના ગણે નાતને કોઇ, રહ્યા શું જોઇ, કરો દ્રઢ ધારા
બહુ નાત ખરાબી થઇ, વિચારો પ્યારા.
દર રોજ ખરાબી થાય,
ઝટ લેઇ કરો ઉપાય,
સઉ જ્ઞાતિ તણું દુખ જાય,
પ્રભુ જોઇ ખુશી બહુ થાય,
પ્રભુ જોઇ ખુશી બહુ થાય, શુધારસ પાય, ઠામ દે સારૂં;
નથી ખોટું જરાએ ખરે, કેવું શુભ મારૂ. રે જ્ઞાતિ. ૧૮૦
રે નજર કરો ચોપાસ, શુધારા વાસ, રહીછે ફેલી.
ધિરે ધિરે નીકળતી જાય, વ્હેમની મેલી.
સઉ મથે સુધારા માટ, નથી ઉચાટ, તમો ને કાંઇ
ક્યમ બેસી રહ્યા આળસુ, થઇને ભાઇ.
જન બધા નથી અજ્ઞાન,
શુધરેલ ધરો દિલ ધ્યાન,
નહીં ધરો વ્હેમીનું કાન,
જન મૂર્ખ ન કરતા મ્યાન,
જન મૂર્ખ ન કરતા મ્યાન, થવા દે જાન, કરે દીલ ધાર્યું;
થી ખોટું જરા એ ખરે, કેવું શુભ મારૂ. રે જ્ઞાતિ. ૧૮૧

આ કરી વિનંતી શૂણી સમજશે ગુણી, મુરખ ના જાણે;
નવ સમજે સુભ અસુભ, દ્વેશ બહુ આણે.
રે ભલે કરાએ તેમ, કરે મન જેમ, નથી હું ડરતો;
ખર કહે કરે નીંદાય, નથી દીલ ધરતો.
જેમ થનાર તે સૌ થાય,
શાને કરવી ચીંતાય,
કેમ ખર કહ્યું ના જાય,
દિલમાં પ્રગટીરે વ્હાય,
દિલમાં પ્રગટીરે વ્હાય, નાથજી કાય, નથી પરભાંખું;
નથી ખોટું જરાયે ખરે, કેવું શુભ મારૂ. રે જ્ઞાતિ. ૧૮૨

---

# જ્ઞાતિજનોને આશીર્વાદ.

## હરીગિતછંદ.

હે ઇશ શ્રી જુગદીશ નામી શીસ તુજને વીનવું,
મુજ જ્ઞાતની ચડતી કરી પ્રતિ દિવસ સુખ દે નવ નવું;
ધનવાન થઈ શૂભ માન પામી જ્ઞાન સારૂ મેળવે,
કર સાહ્ય હે પરમેશ બનીરે એશ કવિજન શું કવે. ૧૮૩
બહુ બહુ વધે વિસ્તાર નવ રે પાર કંઈ સંતાનનો,
માતાપીતા સઘળા બને ટોટો રહે નહીં ધાન્યનો;
પરદેશમાં જઈ લાભ લેવા માટ ધંધો આદરે,
હરરોજ પરના કામમાં નિજ શકતી માફક વાપરે. ૧૮૪
જેમો અને અજ્ઞાન ખોઈ બુદ્ધિમાન બનાવજે,
પણ કોઈ રીતે તુચ્છ કર્મીએ વાતમાં નહીં લાવજે;
શૂભ ઝાડ શૂધારાતણાં ચોદિસમાં ઉગે અતી,

તે તણું: શુભફળ આપવા વિશેષ દે સૌને મતી. ૧૮૫
સૌ સંપ સંપીને રહે શંસારનાં સુખ પામવા,
વળી રોજ વધતો પ્રેમ માંહોમાંહ લાગે વાધવા;
લાગે વ્યસન તુજ નામનું હે રામ બુદ્ધિ આપજે,
નવ કરે કોઇ કૂકર્મ પાળે ધર્મ તેમ ચલાવજે. ૧૮૬
સૌ સત્યવકતા થાય ના રે જુઠ જરીએ દેખવા,
ચોરી અને વ્યભિચારનો નહી રેશ પામે પેસવા;
વળી ઘટે પક્ષાપક્ષ સરપે સખ્સ સુખને ભોગવે,
સરપે બની સુરવીર હીંમતપુર જીંદગી જોગવે. ૧૮૭
ક્ષય થાય દુષ્ટ રીવાજનો વખણાય સર્વે ન્નાતમાં,
તે દિવસ ઝટ દેખાડ ચડતા થાય બ્રાહ્મણ ન્નાતમાં;
પ્રતિ દિવસ મારી અર્જ તારાચર્ણ આગે આટલી,
કર સફળ કેછે નાથજી લાગે તને જે જે ભલી. ૧૮૮

---

આ પુસ્તકને આશ્રય આપનાર પટેલ રણછોડલાલ જગજીવનને આશીર્વાદ.

મનહર છંદ.

પ્રીય અહીં જીવો ઘણું ને કરો સુધારા કામ,
યશની વખાર ભરી નામ કરો કામથી;
રહો રાત દિન સુખી થજો શુભ લાભ ઘણો,
નવાં નવાં કતમાંહી જીત કરો હામથી;
છો ગુણીતથાપી બનો નાત્ય નીત્ય વધૂ ગુણી,
રો દિલ થકી રોજ આઠે જામ રામથી;
ભો દામ ભેળા કરી શીધી રીતે વાપરજો,
રાખી ક્યી સાલ સદા કરો દામથી. ૧૮૯

# જાહેર ખબર.

આ બૂક નીચે લખેલ ઠેકાણેથી વેચાતી મળશે.

મહુધામાં—દેસાઇ મણીલાલ બાઇલાલ પાસેથી.

મેહેમદાવાદ—ઘરૂ-ગીરજાશંકર રૂઘનાથ પાસેથી.

અમદાવાદ—દેશાઈ ચુનીલાલ મોતીલાલ પેહેલા
નંબરની સ્કૂલના પેહેલા આસીસ્ટંટ
માસ્તર પાસેથી.

ઉમરેઠ—વકીલ. છગનલાલ ઉમીયાશંકર પાસેથી.

નડીઆદ—શેઠ. બાઈચંદ ગોવરધનદાસ પાસેથી.

સજોદ—મારી પોતાની પાસેથી.

---